# પ્રવાસી પાંન્ડુ.

યાને

૧૯૫૫

# સ્વપ્નમાં પ્રેમ.

---

પ્રાતઃકાળ થયો હળવે હળવે અંધારૂં આપોઆપ સમાઇ ગયું નિંદ્રાવશ થએલા માણુસો જાગ્રત થયા. જંગલોમાં નિંદ્રાવશ થએલા પક્ષિયો પણ જાગ્રત થઇ પોતાના માળાઓમાંથી બહાર નીકળી નિર્વાહ અર્થે ફુળ ફળાદીની શોધમાં આજુબાજુ ફરતા હતા.

પૂર્વ દિશામાંથી સુવર્ણમય સવિતાનારાયણ પોતાના રથમાં બેસી પૃથ્વીની મુસાફરીને માટે નીકળે છે તે વખતે કેટલાક ધર્મચુસ્ત મનુષ્યો પોતાના પટકર્મથી પરવારી તેમની આરધના કરતા હતા. આ સમયે આપણી વાર્તાનો નાયક પણ ઘોડેસ્વાર થઇ ગામ બહારના જંગલોનો દેખાવ જોતોજોતો પોતાના મીત્રને મળવાને માટે અમરાવતી તરફના રસ્તે પડયો. કેટલીક મન્જલ કાપ્યા બાદ મધ્યાનકાળનો સમય થવાથી એક વડના ઝાડ નીચે બેસી થોડો વખત વીશ્રાંતી લઇને પાછી પોતાની મુસાફરી શરૂ કરી.

લગભગ ચાર સાડાચારના સમયે અમરાવતીમાં પોતાના મીત્રના મુકામ આગળ આવી પોહોચ્યો સાંજનો વખત હોવાથી મીત્ર પણ દરીઆ કીનારે હવા ખાવા જવાની

તૈયારીમાં હતો. એ અરસામાં પોતાના મીત્ર પાંન્ડુને આવતો જોયો કે તરતજ ઓટલા ઉપરથી નીચે ઉતર્યો. એટલે પાંન્ડુ પણ બારણા આગળ આવી ઘોડાપરથી નીચે ઉતરી અરસપરસ એકબીજાને ભેટયા. ત્યાર બાદ નોકરને બુમ પાડી ઘોડો બાંધવાનું કહ્યું ને બંને જણ માળ ઉપર જઇને આગળ દીવાનખાનામાં બેઠા. ઉપર જતીજ વખતે ભટને ચાહ મુકવાને તેમજ એક માણસની રસોઈ વધુ કરવાની વરધી આપી.

બંને જણ ઘણા દીવસે મળવાથી પોતપોતાના સુખદુઃખની કેટલીક વાતચીત કરે છે. એટલામાં ભટજી ચાહના બે કપ લઇને આવ્યા ને તેમની આગળ મુક્યા. ચાહ પીધા પછી થોડી વારે જમવાનો સમય થવાથી નીચે ગયા. હાથ પગ ધોઇ સોળે થઈ. પાટલાઓપર બેઠા જમી રહ્યા બાદ પાનસોપારી ખાઇ દીવાનખાનામાં આવ્યા.

ગ્રીષ્મઋતુ હોવાથી ગરમીને લીધે ઉકળાટ થાય છે. પરંતુ પશ્ચીમ દિશા તરફની બારીઓ ખોલી નાંખવાથી દરીઆ તરફથી ઠંડા પવનની લહેર આવવા લાગી. સુકલ પક્ષ પૂર્ણીમાનો દીવસ હોવાથી ચંદ્ર પણ પુરજોસથી પોતાનો પ્રકાશ દીપાવી રહ્યો હતો. સાંમસાંમા બીછાવેલા સોફા ઉપર બેસી હાસ્યવિનોદ કરે છે. લગભગ સાડાનવ દસનો સમય થવાથી તેમના ઉપર નિંદ્રાદેવીએ પોતાનો અમલ ચલાવ્યો તેથી તેઓ તેને સ્વાધીન થયા. બંને ભરનિંદ્રામાં સુતા છે નાકમાંથી પવનનો સ્વર જોસબંધ નીકળી રહ્યો છે. આવી રીતે અરધ રાત્રી વીતી ગઈ ને બેથી ત્રણ વાગતાના અરસામાં પાંન્ડુ સ્વપ્નમાંજ એક રંભા સમાન રમ-

ણીના પ્રેમ પાસમાં લુબ્ધ થઈ પ્રેમહીંચોળે ઝુલી રહ્યો છે. આ અરસામાં પવનના સખ્ત જોસને લીધે બારીનાં બારણાં એકદમ અફળાઇ ધબકારો થવાથી તેની આંખ ખુલી ગઈ.

આંખ ખુલી ગઇને વિચારમાં પડયો અરે! આશું! થોડા વખતમાંજ તે મને છોડીને ચાલી ગઈ. ઈશ્વરની જો મહેરબાની થશે તો હું તેને મેળવીસ નિંદ્રા ઉડી ગઇને આનુની મેળવવાના વીચારમાંને વીચારમાં બીછાનાપર બાકીનો વખત બેસી રહ્યો.

પ્રાતઃકાળ થવા આવ્યો છે. મુખારવીંદ પર ગ્લાની પેદા થઇ છે. દાતણ પાણી પરવારી એક ખુરશી પર બેસી. મનમાં રમી રહેલી રમણીના વિચારમાં પાછો ગુંથાયો. કોઇની સાથે નહી બોલવું કે ચાલવું. ચાહ પીવાનો વખત થવાથી બંને મીત્રો ચાહ પીવા બેઠા. ચાહ પીવામાં પાંન્ડુનું બીલકુલ લક્ષ નહોતું. તેથી તેના મીત્રે પૂછયું કે ભાઈ, તમો શું વિચારમાં પડયા છો! ગઇ કાલે આવ્યા ત્યારે તમારો ચહેરો કેવો હતો અને આજે અત્યારે જુદા જ પ્રકારનો દેખાય છે. માટે જો મને કહેવાને હરકત ના હોય તો કહેશો. ભાઇ મીત્ર પાસે કોઇ પણ વાતનો પડદો હોતો નથી. માટે જ્યાં સુધી તમારા મનના વીચાર તમો ચોકસ રીતે મને જણાવશો નહી ત્યાં સુધી મારી સ્થીતી પણ તમારા જેવીજ થશે એમ ખાત્રીથી કહુંછું.

આથી પાંન્ડુ મનમાં વીચાર કરવા લાગ્યો. કે જો હું નહી કહુ તો મીત્રને માઠું લાગશે. તેમ ધારી પોતાના

હકીકત કહેવાની હા કહી પણ તે એવી સરતે કે. મારા વિચારને માટે તમારે કોઇ પણ જાતનું રોકાણ કરવું નહી તેમજ મારા મનને દીલગીરી પણ ઉત્પન્ન કરાવવી નહી. જો આ વાતની તમો કબુલાત કરતા હો તો મને મારી હકીકત કહેવામાં હરકત નથી.

મીત્રે ઉપરની સરત કબુલ કરવાથી પાંન્ડુએ પોતાના ઉપર રાતના થએલી બીના કહેવાની શરૂઆત કરી.

હું રાત્રે બીછાના પર સુતો કે મારી આંખ મળી ગઈ ભરનિંદ્રામાં સુતો છું. તે સમયનો લાગ સાંધી કોઈ એક ખુબ સુરત અને વીવીધ પ્રકારના અલંકારો ધારણ કરેલી નવયૌવના મારી પાસે આવીને મારો હસ્ત પકડીને કહેવા લાગી કે અરે ખુબ સુરત જવાન તું મારા પર ભરૂસો રાખ. ભરૂસો રાખવાથી તું પસ્તાશે નહી પણ સુખીજ થશે. માટે હું કહું તે તું લક્ષ દઈને સાંભળ. અત્યારે મારે તને મારી બાઇ પાસે લઈ જવાનો વીચાર છે. કારણ કે તેણે મને સર્વ ગુણ સંપન્ન એવો પુરૂષ ખોળી લાવવા હુકમ કર્યો છે. જો એવો કોઈ મળે તો તેની સાથે તે પ્રેમ ગાંઠ બાંધવા ઇચ્છા રાખે છે. સર્વ જગાએ તપાસ કરતાં કરતાં તમો મલ્યા. તમારી આકૃતિ જોતાં તેના કહેલાં સર્વે ચિન્હ તમારામાં દેખાય છે. માટે કોઈ પણ રીતે આના કાની નહી કરતાં મારી સાથે ચાલો મારાં બાઈ કોણ છે તે હાલમાં તમારે જાણવાની જરૂર નથી. એમ કહી મને પોતાની સાથે લઇને ચાલી. લગ ભગ એક માઇલ જેટલો રસ્તો કાપ્યો કે એક ભવ્ય અને સુશોભીત મહેલ દેખાયો

તેની પાસે ગયા. એટલે તેણે બારણું ખખડાવ્યું. એટલે અંદરથી ઉઘાડવામાં આવ્યું. હમો અંદર દાખલ થયા કે બારણું પાછું બંધ થઇ ગયું. થોડે આગળ ચાલ્યા એટલે તેનાજ જેવી બીજી બે ચાર સ્ત્રીઓ આવી. તેઓને મને સોંપીને પેલી સ્ત્રી પાછી વળી. આવેલી સ્ત્રીઓની સાથે હું એક પછી એક એમ સાત દરવાજા ઓળંગી. મહેલની નજીક આવ્યો કે સામેથી પંદર સોળ સ્ત્રીઓનું ટોળું આવતું માલૂમ પડયું. આ ટોળું અમારી પાસે આવ્યું કે તરતજ મને નવા ટોળામાં દાખલ કરી પેલી સ્ત્રીઓ પાછી ફરી. નવું ટોળું મને મહેલની અંદર લઇ ગયું ને એક સુંદર દીવાનખાનામાં પ્રવેશ કરાવ્યો. આ દીવાનખાનું તદન ઉમદા ચીજોથી સણગારવામાં આવેલું હતું. દીવાન ખાનામાં સંગે મરમરના નકસીદાર ટેબલો તથા સાટીનની લયલીન થએલી ખુરસીઓ ગોઠવેલી હતી. તેમજ મખમલના ગાલીચાઓ પણ પાથરેલા હતા. ટેબલો ઉપર સોના રૂપાનાં અત્તર દાનો અને ગુલાબ દાનો હાર બંધ ગોઠવેલાં હતા. મને એક ખુરસીપર બેસાડીને પેલું ટોળું ચાલ્યું ગયું. કે તરતજ એક ચંદ્ર સમાન સુંદરી સોળે સણગાર સજેલી આવી. જેના લલાટના મધ્ય ભાગમાં એક અમુલ્ય રત્નનું ટીલક દીપી રહ્યું હતું જેના વાળ કાલી નાગણ સમાનના હતા. અંબોડાની દરેક લટે મોતી પરોવેલાં હતા. કંઠમાં સુંદરીને શોભાવે તેવા અલંકારો ધારણ કરેલા હતા. જેની આકૃતિ મહા તપસ્વી શંકર સરખાને પણ મોહ પમાડે એવી હતી. આ પદમણી આવીને મારી પાસે એક ખુરસી ઉપર બેઠી. અને નીચું જોઇને બોલવા લાગી.

"અરે. હું તનેજ ચાહું છું. તનેજ ચાહું છું પણ જો તું મારા કહ્યા પ્રમાણે વરતશે તોજ નહી તો અહીયાંથી બચીને જવાનું મુશકેલજ છે. જો તું મને ખરા પ્યારથી ચાહતો હોય અને ચાહવાને ઈચ્છા રાખતો હોય તો મારી શરત પ્રમાણે વર્તવાનો મને કોલ આપ." ત્યારે મે ( પાંન્ડુએ ) તેને શરત સાંભળ્યા પછી કોલ આપવાની હા કહી. શરત એવી રીતની હતી કે. "આજથી હું મારી તમામ હકુમત તમારા હાથમાં સોંપું છું. આજ પછી કોઈ પણ પુરૂષ જોઇએ તો મોટો પૃથ્વીપતિ હોય વા સ્વર્ગમાંનો દેવ હોય તો પણ તું એક પોતેજ મારો માલીક છે. વળી તારે પણ મારી માફક જોઇએ તો કોઇ પણ સ્ત્રી યા ઈંદ્રને ત્યાંની પરી યા દેવાંગના હોય તોપણ તેની સાથે પ્યાર બાંધવો નહી." આટલી જે હકીકત થઇને મારી આંખ ખખડાટ થવાથી ખુલી ગઈ.

હવે મારે તેનો પત્તો મેળવવો અને તેને મળવું એમ મેં નીશ્ચય કર્યો છે માટે તમો જો મારા ખરા સ્નેહી હોતો મને બીલકુલ નહી રોકતાં મારા કામે જવાની મને રજા આપો. મીત્રએ ઘણો સમજાવ્યો પણ નહી સમજવાથી આખરે લાચારીએ રજા આપી.

બીજે દીવસે સવારના પહોરમાં સારૂં મહુર્ત જોઇ પાંન્ડુ ઘોડાપર સ્વાર થઈ મુસાફરી કરવાને માટે નીકળ્યો અમરાવતીની હદ મુકીને થોડે દુર ગયો એટલે હારબંધ પર્વતો માલુમ પડયા. તેથી દક્ષિણ તરફના મોટા જંગલમાં પોતાના ઘોડાને પુર જોસથી મુકી દીધો. મધ્યાન

સમય થવાથી એક મોટા સારી ઘટાવાળા વડના ઝાડ નીચે આવી. ઘોડા ઉપરથી ઉતરી ઘોડાને ત્યાં ચરવા મુકી પોતે વિશ્રામ લેવા બેઠો મધ્યાન વીતી ગયા પછી સુર્ય નારાયણનો તાપ ઓછો થવાથી પાંન્ડુ ઘોડાને સામાન માંડી સ્વાર થઇ રસ્તે પડયો ચાલતાં ચાલતાં પાણીની તૃષા લાગી હતી તેમજ સંધ્યાકાળ થવા આવી હતી તેથી ઘોડાને પુર જોસથી દોડાવતો દોડાવતો આગળ વધતો જતો હતો. એટલામાં એક ધર્મશાળા સરખું માલૂમ પડયું. તેથી ત્યાં જઈ રાત વાસો રહેવાના ઇરાદે ત્યાંજ મુકામ કર્યો ધર્મશાળાના રખવાળે નાજુકને ખુબ સુરત જવાન જોઈ તેને માટે ઘટતો બંદોબસ્ત કર્યો. તેમજ ઘોડાને પાસેના છાપરામાં બાંધી. ઘાસ ચંદી મૂક્યાં.

પાંન્ડુ પોતાની પાસે હતું તેમાંથી થોડો નાસ્તો કરીને પાન સોપારી ખાઈ નીંદ્રા લેવાના વિચારમાં છે. રખવાળ ઘોડાની વ્યવસ્થામાં ગુંથાયલો છે. તેમજ રખવાલણ ઉતારૂના કામથી પરવારી નજીક એક પાણીનો ઝરો હતો ત્યાં પાણી ભરવા જાય છે. એવામાં એક અજાયબ જેવો બનાવ બન્યો.

ઝરાની નજીકમાં એક આશંત્રી નાગનું ઝાડ હતું. આ ઝાડમાં એક ઉડ પંખ જાતીના સર્પનું રહેઠાંણુ હતું. રખવાલણ ઝાડ પાસે થઇને ઝરા પાસે જાય છે. કે તેની પાછળ જે પેલા ઝાડમાંથી એકદમ સર્પ ઉડયો સર્પને ઉડતો જે પાંન્ડુયે જોયો. કે તરતજ વીજલીની ગતી માફક ઝરા તરફ દોડયો સર્પ કાંઇ પણ નવા જુની કરે તે અગાઉજ એકદમ પુંછડું પકડી માથા ઉપર બે ત્રણ આંટા

ફેરવી ખુબ જોસબંધ જમીન ઉપર પછાડયો કે તરતજ સર્પના પ્રાણ પરલોક ગમન થયા.

આ બનાવ જોઇને રખવાલણ એકદમ મુર્છાગત થઇ જમીન ઉપર પડી, પડવાનો અવાજ સાંભળી પેલો રખ. વાળ એકદમ ઝરા પાસે દોડી આવ્યો અને જુએ છે તો પોતાની સ્ત્રી જમીન ઉપર બેભાન અવસ્થામાં પડેલી છે તેમજ પાંન્ડુ તેની પાસે ઉભેલો છે. આ બનાવ જોતાં-જ તેના મનમાં કાંઇ જુદીજ અસર થઇને ગુસ્સાના આ-વેશમાં આવી એકદમ બોલ્યો. “ અરે આ તો તારી મા-તાજ હેં ? શું ઉપકારનો બદલો ? ” “ બસ બસ જા. ” એમ કહીને પોતાની સ્ત્રીને ત્યાંથી ઉપાડી પોતાના રહેઠાણમાં લઇ ગયો.

રખવાલના શબ્દોથી પાંન્ડુને માઠું લાગ્યું. રાત્રી અંધ-કારમય હોવા છતાં એકદમ પોતાનો મુકામ અહીયાંથી ઉપાડવાનો નિશ્ચય કરીને ઘોડા તરફ ગયો. ઘોડો છોડી લાવી; સામાન સજ કરી સ્વાર થઇને રવાના થયો. ધર્મ-શાળા છોડતી વખતે પોતાને સુવા માટે કરેલી બરદા-સના બદલા તરીકે રૂા. ૧૦ ) દસ મુકવાને પાંન્ડુ ચુકયો નહોતો.

પાછલી બે ત્રણ ઘટીકા રાત્રી બાકી રહેલી છે. પાંન્ડુ પણ લાંબી મુસાફરીને લીધે થાકી ગયો છે. તેથી એક આંબાના વૃક્ષની નીચે થોડો વખત વિશ્રામ લેવાને માટે વિચાર કર્યો. ઘોડા ઉપરથી નીચે ઉતરી, શેત્રંજી પાથરી, ત્યાં બેઠો. થોડોક સમય થયા બાદ થોડે દુર એક લીસા આરસપહાણના ચોક જેવું દેખાયું. તેમ જ તે ચોકપર

એક સ્ત્રી પડેલી દીઠી. જાણે કે રૂપની તો અવધીજ હોયની તેનુ તેજ એવું હતું કે ચંદ્ર કોઈ સ્ત્રી સ્વરૂપ ધારણ કરી આ એકાંત સ્થળે નિંદ્રા માટે સુતો હોય એમ લાગ્યું. આ દેખાવથી પાંન્ડુના મનમાં હજારો તર્ક વિતર્ક થવા લાગ્યા. કેટલાએક અંદેશા આવે છે, અને જાય છે. એટલામાં તે ચોક આગળ અચરજ બન્યું તે એવું કે જમીનમાંથી બે યોદ્ધાઓ આપોઆપ પ્રગટ થયા અને સામસામા સમશેર ખેંચી સીંહસમાન શૂરાતન વાપરી યુદ્ધ કરે છે. આયુધ એટલી સ્ફુરતાઈથી થયું. કે જેવી રીતે હજુ વાયુનો સપારો મંદ હોય તેમ જ વીજળી પડવાને કાંઈ પણ વાર થાય.

આ યોદ્ધાઓ તો આંખની એક પલકમાં જે પોતાની લડાઈ પતાવી પરવાર્યા. તેમાંનો એક યોદ્ધો તો લોહીથી ભીંજાયલો. પેલા ચોકમાં પડયો ને બીજો પોતાની જીતને લીધે મસ્ત બની મગરૂબીમાં મુછપર હાથ નાંખતો નાંખતો ચાલ્યો ગયો. આ બનાવ જોઈને પાંન્ડુ જરા ગભરાયો તો ખરો પણ હિમત રાખી ત્યાં જઈ તેની તપાસ કરવા વિચારી કરી ઘોડાપર બેસી ચોક આગળ ગયો.

ત્યાં જોતાંજ માલમ પડયું કે એક અદ્‌ભુત મોહીની સ્વરૂપ બેભાન અવસ્થામાં પડેલું છે. તેના મોઢામાંથી એક સમયે મુડદાને બેઠું કરે એવી મધુર અને કોમળ રાગણી નીકળી રહી છે. એ જોતાંજ પાંન્ડુ વિસ્મય થઈ વિચાર કરવા લાગ્યો કે અરે આ શું? બેશુધ અવસ્થામાં છે અને મોઢામાંથી અલૌકિક રાગણી નીકળી રહી છે. એનું કારણ શું હશે? અરે શું ડાકણ તો નહિ હોય? યા વનદેવી તો નહિ હોય? યા રાક્ષસી માયા માનવીના રૂધીરની આશાએ

જાગ ફેલાવીને તો નહિ સુતી હોય? આવી રીતના અનેક તર્ક વિતર્ક કર્યા પણ તેમાંનો એકે ખરો લાગ્યો નહિ. આખરે પાંન્ડુ મનમાં નક્કી વિચાર કરી હિંમત રાખી ચોકમાં છેક નજીક ગયો. અને કમરમાંથી નીચો નમી તેની સાંમા જોવા લાગ્યો. બરોબર તપાસ કરતાં માલમ પડયું કે, તે નગ્નસ્વરૂપ સ્ત્રી પડેલી છે તે જોતાંનેવાર જે એકદમ પોતાની પીઠ ફેરવી ખાંધ ઉપરનું વસ્ત્ર એવી ચાલાકીથી ફેંકયું કે બરોબર સ્ત્રીના અંગપર પથરાઈ ગયું. વસ્ત્ર શરીરને સ્પડકતાની સાથે પેલી સ્ત્રી શુધીમાં આવીને બોલી કે "કોઈપિણ હો, ભુત હો. યા પલીત હો, યા રાક્ષસ હો યા દેવ હો, યા ગાંધર્વ હો, યા મનુષ્ય હો. જે હોય તે મારી ઈજ્જત જાળવ અને મને હાલ તુરતજ અહીયાંથી ઉપાડી આ પાસેના ગામમાં મારો મુકામ છે ત્યાં મને પહોંચાડ. આ શબ્દો સાંભળતાંજ પાંન્ડુ તેના તરફ ફરીને બોલ્યો કે અરે તું કોણ છે અને આટલી રાતના આ ભયાનક અરણ્યમાં તું કેવી રીતે આવી. ત્યારે પેલી સ્ત્રી બોલી કે હાલમાં અહીયાં તેનો ખુલાસો કરવા જેટલો વખત નથી માટે મારા મુકામપર મને પહોચાડો એટલે ત્યાં સર્વે હકીકત કહીશ.

પાંન્ડુ પોતાના ઘોડા પર પેલી સ્ત્રીને બેસાડી પોતે પણ એકબીજાને અંગ અડકે નહિ એવી રીતે બેઠો ને તેના બતાવેલા રસ્તા તરફ ચાલવાનું શરૂ કર્યું. જેમ રસ્તો જલદી કપાય તેમ કાપીને પેલી સ્ત્રીના મુકામે આવ્યા. ઘોડાપરથી પેલી સ્ત્રીને નીચે ઉતારી તેના ઘરના માણસોને સોંપીને પાંન્ડુએ રજા માગી. એટલે પેલી સ્ત્રી આજીજીથી

કહેવા લાગી કે ભલા માણુસ અહીંયાં થોડો વખત વિશ્રામ લઇને જજો.

થાક તો લાગેલોજ હતો એટલે પાંન્ડુ ત્યાં રહ્યો, પેલી સ્ત્રીએ અંદરથી એક માણુસને બુમ પાડી પોતાની પાસે બોલાવીને ક્રાંઇક કહ્યું કે થોડા વખતમાંજ પાંન્ડુની પાસે એક માણુસે આવીને કેટલીક જાતના મેવા મીઠાઈ વીગેરે લાવીને મુકયાં. ભુખ નહી હોવાથી તે ખાવાને માટે પાંન્ડુએ ના કહી, ત્યારે પેલી સ્ત્રીએ સોગન ખાઇને જરા પણુ ખાવાને માટે આગ્રહ કર્યો જેથી તેનું મન રાખવાની ખાતર સેજસાજ નાસ્તો કર્યો. આ ખોરાક ખાવાને પાંચ મીનીટ પણુ થઇ નહી એટલામાં પાંન્ડુ એક પશુ સમાન બની ગયો ડાહાપણુ ને વાચા એકદમ બદલાઇ ગયાં જેથી પાળેલા જાનવરની માફક પાંન્ડુ ત્યાં સપડાઈ ગયો.

આવી રીતે કેટલાક દીવસ ત્યાં રહ્યા બાદ ઇશ્વરની મહેરબાની થવાથી પાંન્ડુના મનમાં આત્મઘાત કરવાનો વિચાર ઉત્પન થયો. જેથી પેલી સ્ત્રીને ઇસારતથી કહ્યું કે હું સરોવર પર સ્નાન કરવા જાઉં છું, સરોવર પર આવ્યો ને તેમાં આત્મઘાત કરી પોતાનો છુટકો કરવાની તૈયારી કરે છે. આ અરસામાં સરોવર પર કેટલીક દાસીઓની સાથે એક રંભા સમાન રમણી સ્નાન માટે આવી, તેની નજર પાંન્ડુ પર પડી તપાસ કરતાં માલુમ પડયું કે જાદુઈ અખતરાથી કોઇ સ્ત્રીએ મોહ પાસને લીધે દીવાના માફક ને વાચાહીન કરેલો છે વાહ વાહ આ ખુબસુરત પુરૂષ મારી સમાન ઉમરનોજ છે વળી દુઃખી પણુ છે. માટે મારાથી બનસે તો તેને દુઃખમાંથી મુક્ત કરીશ.

એમ વિચાર કરી પાંન્ડુની પાસે જઈ કહેવા લાગી કે અરે પરદેશી જવાન કોઇના જાદુઇ અખતરાથી તારા આ હાલ થયેલા છે એમ મને સમજાય છે. જો તું આ સંકટમાંથી બચવાને માગતો હોય તો હું તેનો ઉપાય મારા બનતા પ્રયત્ને કરૂં. આ સાંભળી પાંન્ડુએ ડોક હલાવીને હા કહેલો હોય તેમ કર્યું. દયાની ખાતરજ પેલી સ્ત્રીએ આજુ બાજુની ઝાડીમાં તપાસ કરી કાંઈ ભાજી પાલા જેવી વનસ્પતિનાં પાંદડાં લાવી ખવડાવ્યાં. તે ખાવાને જરા વાર થઇ કે એકદમ પાંન્ડુ જેવો હતો તેવો થયો. કે પેલી સ્ત્રીએ પાંન્ડુને કહ્યું કે તું હાલ એકદમ અહીંથી પૂર્વ દિશા તરફ કોઇ પણ જગાએ ચાલ્યો જા. નહી તો વળી જો તેને ખબર પડી તો તારા ઉપર અણધારી આફત આવી પડશે.

પાંન્ડુ આ શબ્દો સાંભળી તેમજ પોતાનો છુટકો થયો એ અહેશાન પેલી સ્ત્રીનો માની તેની રજા લઇ ત્યાંથી પૂર્વ તરફના રસ્તે આગળ ચાલ્યો. ચાલતાં, ચાલતાં સૂર્યનારાયણ અસ્ત થવાની તૈયારીમાં હતા એવા સમયે એક ઘન ઘોર જંગલમાં જઇ પોહોંચ્યો. કેટલીક જગોએ તો ઝાડોની એવી ઘટા આવી રહેલી હતી કે મધ્યાન વખતે પણ સૂર્યનારાયણનું અજવાળું માલમ પડે નહી. ભૂખ તો સખત લાગેલી પણ શું કરે. અરણ્ય શિવાય બીજુ કાંઇ માલૂમજ પડતું નહી હવે આગળ ચાલવાને માટે પણ વિચાર જેવું હતું. જેથી પાસેના વિશાળ ઘટાવાળા ઝાડ નીચે રાત વાસો રહી સવારમાં આગળ ચાલવાનો ઇરાદો કરી તે ઝાડ નીચે બેઠો ઝાડની નીચે

બેસવાને અડધો કલાક થયો હશે એટલામાં ઝાડીમાંથી એક અવાજ સંભળાયો તે અવાજની દેશતથી પાંન્ડુ વ-ડના ઝાડ ઉપર ચઢી ગયો. ઝાડપર ચઢયો કે તરતજ એક વિક્રાળ સિંહ ગરજના કરતો ને તલપો મારતો ઝાડીમાંથી ત્યાં આવ્યો ને વડના ઝાડની નીચે બેઠો સિંહ ભક્ષ કર-વાને માટે વિચાર કરે છે ને પાંન્ડુ પોતાના પ્રાણુની સલા-મતીનો વિચાર કરે છે વડનું ઝાડ ઘણું ઉંચું હોવાથી તેની છલંગો પાંન્ડુ બેઠો હતો ત્યાં સુધી જઈ શકી નહિ તેથી નીરાશ થઇ આખરે વડની નીચે આગળના બે પગ ટેકાવી પાછળના પગ વાળીને બેઠો આ પ્રમાણે બેઉને બેઠા બેઠા આખી રાત વહી ગઇ ને સવારનો વખત થયો છતાં પાંન્ડુ ઝાડ ઉપરથી નીચે ઉતર્યો નહી તેમજ પેલો સિંહ પણુ ઝાડ પાસેથી જરા ખસ્યો નહી. આખરે પાં-ન્ડુએ મન સાથે વીચાર કર્યો કે સુર્યનારાયણુ પ્રકાશીત થયા છે. આજુ બાજુથી પણુ કેટલાક પ્રાંણીઓ આવ જાવ કરે છે. તે છતાં પણુ સિંહ અહીયાંથી કેમ ખસ્તો નહી હોય એવો વિચાર કરી ઝાડની કેટલીક ડાળીઓ ભાંગીને તેના ઉપર નાંખી ડાળીઓ નાખવા છતાં સિંહે જરા કાન સરખાએ ઉંચા કર્યા નહિ તેથી એક મોટું ડાળ ભાંગીને બરાબર તેના પર તાકીને એવી રીતે ફેંક્યું જે સિંહના માથા ઉપર પડયું. ડાળું પડવાથી સિંહ તરતજ એક ખોખાની મીશાલે જમીન ઉપર ગબડી પડયો આ બનાવ જોઇ પાંન્ડુ ઝાડ ઉપરથી નીચે ઉતરી વિચાર કરવા લાગ્યો કે આને શું થયું હશે આવો વિચાર કરે છે એટ-લામાં તે સિંહની પાસે એક નાનુ સરખું કાન ખજુરા

જેવડું જાનવર આવ જાવ કરતાં જોયું તે પરથી વિચાર કર્યો કે આ જાનવરેજ સિંહનો ભોગ લીધો હશે.

આ નાનુ સરખુ જાનવર આવા મોટા સિંહને મારી નાંખે એ આશ્ચર્ય જેવુંજ હતું હજુ તો આવા અનુમાનમાંજ છે એટલામાં તો તે સિંહના તરફ પાંચ છ વખત ગયુંને આવ્યું પાંન્ડુ આ તમાસો જોવાને લગભગ બે કલાક ઉભો એટલામાં તો સિંહના છેક માથા સુધીનો ભાગ ખાઈ જઇને પોલાંણુ કરી નાખ્યો આથી પાંન્ડુને ઘણોજ અચંબો લાગ્યો કે એક રાતમાં આટલુ નાનુ સરખુ જાનવર, આ આખા સિંહને ખાઇ ગયું તો એમાં કાંઇ પણ ભેદ હોવો જોઇએ પછી બહુ બારીકીથી તપાસ કરી તો વાડની અંદર એક નાના સરખા ઝાડનો છોડવો તે જાનવર સુંઘતું માલમ પડયું. તે ઉપરથી મનમાં વિચાર કરી તે છોડ મુળ સાથે ઉખેડી પોતાની સાથે લઇને ત્યાંથી ચાલતો થયો મધ્યાન કાળ થવા છતાં પણ વિશ્રાંતી નહિ લેતાં આગળ ચાલ્યાં કર્યું ચાલતાં ચાલતાં સંધ્યા કાળ થવા આવી એટલામાં એક જુનું પણ સુંદર કારીગરીનું કરેલું શિવાલય નજરે પડયું. તેથી ત્યાં જવાનો વિચાર કરી શિવાલય તરફ ગયો ત્યાં જઇ જુએ છે તો કોઇ પણ માણસ જોવામાં આવ્યું નહી અંદર ફરીને તપાસ કરતાં દરેક જગો સ્વચ્છ અને ચોખ્ખી માલુમ પડી જેથી વીચાર કર્યો કે અહીયાં કોઇ પણ માણસનો પગ રેવો જોઇએ નહી તો આ અઘોર જંગલની અંદર આવા જુના દેવળમાં આટલી સ્વછતા ક્યાંથી હોય એમ વિચાર કરી ત્યાં વિશ્રાંતી લેવા બેઠો. એટલામાં એકાએક કરણા જનક ને મંદ અવાજ કાને

પડયો તેથી તે જે બાજુથી અવાજ આવ્યો તે તરફ ત-પાસને માટે ગયો તો દેવાલયની પાછળના ભાગમાં એક ઓરડાની અંદર માંદગીના બીછાના ઉપર પડેલો એક વૃદ્ધ તેની નજરે પડયો ત્યાં આગળ ફક્ત એક ઝીણો સરખો દીવો બળતો હતો. પણ બીજુ કોઇ માલુમ પડયું નહી. વિચારમાં ને વિચારમાં કેટલીક વાર પાંન્ડુ ત્યાં ઉભો રહ્યો અને દયાની લાગણી પેદા થવાથી તેની પાસે ગયો ને કહેવા લાગ્યો કે.

અરે આવા અરણ્યની અંદર પણ કેવા બનાવો. કાકા તમારી આવી સ્થીતીની વખતે હાલમાં તમારી પાસે કોઇ જણાતું નથી તેનું શું કારણ. હવે થોડા વખતમાં તમો સ્વધામ સીધાવશો એમ મને ભાસે છે. માટે તમારૂ કોઇ સગુ છે કે નહિ ત્યારે તે ડોસો બોલ્યો કે આ મારા અંતના ખરા વખતને માટે મારા સગા તરીકેની વ્યવસ્થા કરવાને ઇશ્વરે તનેજ મોકલ્યો હશે એમ હું ધારૂંછું માટે બેટા તું અહીયાં મારી પાસે બેસ. અને હું તને કહું તે તું લક્ષમાં ઉતાર એમ કહી પાંન્ડુને પોતાની પાસે બેસાડી માથા નીચેથી એક કુંચી કહાડી તે પાંન્ડુના હાથમાં આ-પીને કહ્યું કે ભાઇ આ કુંચી લે ને સાંમેની ઓરડી ઉ-ઘાડ તેની અંદર એક પેટી છે તેમાં ખાવાને માટે કેટલુંક ખાતું મુકેલું છે તે લાવ કારણ કે તું પણ ભુખ્યો હઇશ અને મને પણ બે દીવસનો ઉપવાસ છે સબબ કે મા-રામાં ઉઠવાની શક્તિ નહિ તેમજ બીજો કોઇ માણસ પણ નહિ એટલે શું કરૂં ડોસાના આવા વચનો સાંભળી તેના બતાવવા પ્રમાણે ઓરડીમાં જઇ પેટીની અંદરથી ખાવાનું

લાવ્યો તો ખરો પણ તે જોતાંની વારજ પાંન્ડુના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે અહીયાં આ ડોસા વગર બીજું કોઇ છેજ નહી ને આતો એક બે દીવસમાં બનાવેલું હોય એમ માલૂમ પડે છે માટે કોઇ જાતનો આ ડોસાની હકીકતમાં ભેદ હોવો જોઇએ પણ હરકત નહી એક વખત એ ડોસાને ખવડાવીને તે કોણે અને કેવી રીતે બનાવ્યું તેનો ખુલ્લાસો બરાબર થયા વગર આપણે ખાવું નહિ આમ નિશ્ચય કરીને પાંન્ડુ ડોસાની પાસે આવીને બેઠો એટલે ડોસાએ ખાવાનું કહ્યું તે વખતે તેણે પોતાને હાલ ભુખ લાગી નથી એમ જણાવ્યું જેથી પેલા ડોસાએ તે-માંથી થોડુંક લઇને ખાધું ને કહ્યું કે ભાઇ તને જે વખતે ભુખ લાગે તે વખતે તું તારી મેળે લઇને ખાજે સરમાતો નહિ કારણ કે હવે આ ઘર તેમજ આ મારી સર્વે મીલ-કતનો માલીક તુંજ છે ઇશ્વરે તને મારી આખરની વખતે મને સદ્‌ગતીએ પોહોચાડવાને માટેજ મોકલ્યો છે. તો તું એક ઈશ્વિર દરમીયાન રહી મને મારી હયાતીમાં દગો દઇ ચાલ્યો જતો નહી હું એક સાધારણ પણ આ આખા દે-વાલયનો હું એક પોતેજ માલીક છું મારા સિવાય અહી-યાંનો કોઇ પણ હકદાર નથી મારી પાસે થોડા વખત ઉ-પર બે ચેલા હતા જેને મેં મારા વારસ તરીકે રાખ્યા હતા પણ મારા સારા નસીબના યોગે તેને મેં મારી ગુપ્ત મીલકતનો ખુલાશો કર્યો નહોતો ફક્ત ઉપરની દેખાતી મીલકતનીજ તેઓને ખબર હતી મારી આવી આખરની સ્થીતી જાણી મારી બે ભાન અવસ્થાનો લાભ લઈ બે દીવસથી તે કોણ જાણે કયારે રસ્તો પામી ગયા તે પાછા

આવ્યાજ નથી માટે તું પણ તેવી રીતે નહી કરે એમ પ્રતિજ્ઞા લે તો હું મારી ગુપ્ત મીલકતનો તને માહીતગાર બનાવું ત્યારે પાંન્ડુ બોલ્યો કે કાકા મને કાંઇ તમારી માલ મીલકતની જરૂર નથી પણ તમારી આ આખરની સ્થીતીના વખતને માટે દયા ઉત્પન્ન થાય છે તેથી હું તમારી હયાતી સુધી તમારી ચાકરી કરવાને માટે મારા ખરા અંતઃકરણથી ઇચ્છા રાખું છું એમ કહી ડોસાની આગતા સ્વાગતા કરવા લાગ્યો. થોડીકવાર પછી ડોશાએ કહ્યું કે ભાઇ આ પાસેની જગામાં ગૌશાળા છે તેમાં ગાયો બાંધેલી છે. માટે ત્યાં જઇને દુધ દોઇ લાવ કે આપણે બંને થોડું થોડું પીએ તરતજ પાંન્ડુ ત્યાંથી ઉઠી ગૌશાળામાં ગયો ગાય દોઇને દુધ લાવ્યો તેમાંથી ડોશાને પીવાને માટે એક વાટકામાં દુધ આપ્યું. દુધ વધારે હોવાથી ડોસાએ તેમાંથી થોડું પાછું આપી ને થોડું પીધું તથા બાકીનું પાંન્ડુને પીવાને માટે કહ્યું એટલે તે બાકીનું દુધ પી ગયો દુધ પીધા પછી ડોસાની સારવાર કરી. કેટલીક વારે આખા દિવસના શ્રમને લીધે ત્યાંજ ડોસાની પાસે સહેજ વિશ્રાંતી લેવાના ઇરાદે, બીછાના ઉપર માથું મુકી આડો પડયો પડતાની સાથેજ એકદમ નીંદ્રા દેવીએ તેના ઉપર પોતાનો અમલ લાગુ પાડયો.

નીંદ્રાદેવીને સ્વાધીન થવાને લગભગ ત્રણ કલાક થયા મધ્યરાત્રીનો સમય થવા આવ્યો તે વખતે પેલા ડોસાએ એકદમ બુમ પાડી કે તરતજ પાંન્ડુ જાગ્રત થયો ને ડોસાને પુછવા લાગ્યો કે કાકા આપને શું પાણી પીવું છે કે કાંઇ લઘુસંખ્યાને માટે જવું છે? ત્યારે ડોસો બોલ્યો કે

બાઇ મારે પાણીએ નથી પીવું તેમજ લધુસંખ્યાએ નથી જવું. પણ અત્યારે હવે મને મારા આ દેહનો ભરુસો લાગતો નથી. થોડા વખતમાં મારો જીવ આ દેહ છોડી સ્વધામ જશે એમ મને લાગે છે. જો મારા કહ્યા પ્રમાણે થાય તો અહીં નજીકમાં મારે માટે ખાડો ખોદેલો છે, તેમાં મારા મૃતદેહને સ્નાન કરાવી બરાબર રીતે આસન વળાવી તેમાં પધરાવી તેના ઊપર બાકીનું મટોડું પુરીને મારી સમાધ ( દેહરી ) બંધાવજે વળી બીજું એ કે આ મારા બીછાનાની નીચે એક હાથ ઉંડાણમાં એક નાની સરખી ડબી દાટેલી છે તેની અંદર દરેક ખુલાસા છે. માટે તે ડબી કાઢી તું તે પ્રમાણે તપાસ કરજે અને આજથી મારી સર્વ માલ મીલકતનો વારસ તુંજ છે, આવી રીતની વાતો બંને કરતા હતા એટલામાં ડોસો" એકદમ ગભરાઈ ગયો ને બોલતા બોલતા તેનો જીવ આલોક તજી દઇને પરલોકની મુસાફરી કરવાને માટે ચાલ્યો ગયો.

બીચારો પાંન્ડુ આવા મરણથી ગભરાયો તો ખરો પણ હિંમત રાખી ડોસાને પથારીની બહાર કાઢી સ્નાનાદીક સર્વે ક્રિયા કર્યા બાદ ખોદી રાખેલા ખાડાની તપાસ કરવાને માટે ગયો. ખાડો જોઇ આવ્યા બાદ પાંન્ડુ પેલા શબને એક પીછોડીમાં મુકી ત્યાં લઇ ગયો અને આસન વળાવી તે શબ ખાડામાં પધરાવી તેના ઉપર મટોડું વીગેરે પુરી પોતાના મુકામ પર આવી સ્નાન કરી ડોસાના કહેવા પ્રમાણે પેલી ડબી કાઢી અને તે ઉઘાડી એટલે તેની અંદરથી એક તાડપત્રનો લખેલો ગુટકો હાથ લાગ્યો. તે વાંચી જોયો તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું. " અહીંથી

ઉત્તર તરફની ભીંત પાસે મધ્ય ભાગમાં એક પથરની શી-
લા પડેલી છે તે ઉપાડવાથી ભોંયરામાં જવાનો રસ્તો દે-
ખાશે. તે રસ્તે થઇને ભોંયરામાં ગયા પછી અંદર પૂર્વ
તરફ તપાસ કરતાં એક નાની સરખી બારી માલમ પડશે
તે બારીમાં થઇને બીજા ભોંયરામાં જવાશે ત્યાં મારી સ-
ઘળી મીલકત મુકેલી છે.” ઘરમાં દેવતા તો સળગતો
હતો એટલે ઘરમાં તપાસ કરી ખોરાકની સામગ્રી કાઢી.
રસોઇ કરી જમ્યા બાદ થોડીકવાર વિશ્રાંતી લઇ પેલા ગુ-
ટકામાં લખેલી બીનાવાળા ભોંયરાની તપાસ કરવાનો વિ-
ચાર કરી એક મશાલના પ્રમાણનો કાકડો બનાવી પેલી
સીલા પાસે ગયો ને તે ખસેડી એટલે તરતજ નીચે
ઉતરવાને માટે પથરની સીડી માલૂમ પડી સળગતો
કાકડો હાથમાં લઇ ભોંયરામાં નીચે ઉતર્યો. ને ફ-
રીને બધી તરફ તપાસ કરવા લાગ્યો. તોપણ કાંઇ
માલૂમ પડયું નહી પૂર્વ તરફ બહુજ બારીક તપાસ
કરતાં તે ભીંતમાં એક ત્રણ હાથનો છુટો પથર બેસાડેલો
માલૂમ પડયો. તે ઉપરથી અનુમાન કર્યું કે આજ પેલી
બારીનું મોઢું હોવું જોઇએ તેથી તેણે પેલા છુટા પથરને
સાચવીને ઉઠાવી લીધો તો તેની અંદરના ભાગમાં એક
બારી જેવું માલમ પડયું તે બારીમાં થઇને થોડેક ગયો
એટલે પેલા બીજા નીચેના ભોંયરામાં ઉતરવાનાં પગથીયાં
માલૂમ પડયાં. તે પગથીઆં ઉતરી પેલા ભોંયરામાં દાખલ
થયો. અને જુએ છે તો ત્યાં તમામ અસરફીઓથી ભરે-
લા ચરૂઓ દીઠા; તેમાંથી પોતાના ખરચને માટે થોડીક
અસરફીઓ લઇ જેમ હતું તેમ બંધ કરીને પાછો પોતાના

મુકામ ઉપર આવ્યો. અને વિચાર કરે છે કે આવા ભયાનક અને અઘોર જંગલની અંદર આ ડોસા પાસે આટલું બધું દ્રવ્ય ક્યાંથી આવ્યું હશે તેમજ એકલા રહી આ મુકામમાં ભોંયરાં બનાવી સાચવી રાખવાનું શું કારણ તે પણ કાંઈ સમજાયું નહિ. હશે મારે તે સમજવાનું પ્રયોજન પણ નથી.

બીજે દીવસે પ્રાતઃકાળમાં ઉઠીને પાંન્ડુ વિચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું. અને કયાં જવું. આ મીલકત સાથે જંગલમાં રહેવું તો કઠણ છે. અહી મારે એકલાએ દીવસ કેમ કરીને કાડવા. જો હું આ મીલકત સાથે લઇને જાઊં તો મારાથી ઊંચકી શકાય તે કરતાં પણ બહુજ વધારે છે. તેમજ વળી રસ્તામાં ચોર વીગેરે હરામખોર મળે તો જાનની પણ ખુવારી થાય. જો અહી મુકીને જાઊં તો તેનો કોઈ ઉપયોગ કરનાર નથી. ખેર જેમ થાય તેમ ખરૂં. થોડા દીવસ અહી રહી વિશ્રાંતી લઈ પછી આગળ ચાલવું. એમ વીચાર કરી આજુબાજુના જંગલમાં ખોરાકની વસ્તુઓનો તપાસ કરવાને નીકળ્યો. થોડેક આગળ ગયો એટલે સામેની તરફથી એક ભગવાં વસ્ત્ર પહેરેલો વિચીત્ર દેખાવનો, ઘડીમાં હસ્તો ને ઘડીમાં ઉદાસ થતા ચહેરાવાળો સાધારણ ઉમરે પોંહોચેલો પુરૂષ તેના દીઠામાં આવ્યો. પાંન્ડુ તેની નજીક ગયો ને નમૃતાથી તેને કહેવા લાગ્યો કે અહો મહારાજ. આ જંગલમાં આપના દર્શન થવાથી હું ઘણોજ ભાગ્યશાળી થયો છું. એટલે મહારાજ બોલ્યા કે અરે બેટા તું કાંઈ ઊંડા વિચારમાં પડેલો હોય એમ લાગે છે. માટે હું તને

કહું છું કે તારે કોઈ પણ જાતની ચીંતા કરવી નહી. સર્વ શક્તિમાન એવો જે ઈશ્વર તે તને સહાય કરશે, મારા તરફથી તને જે કાંઈ મદદ થશે તે હું કરીશ. માટે તારી જે ઈચ્છા હોય તે જણાવ. ત્યારે પાંન્ડુ બોલ્યો કે મહારાજ હું આ જંગલનો તદન અજાણ્યો છું. મારી પાસે ખોરાકીનો સોદો ખુટેલો છે તેથી હું તેની તપાસ કરવાને માટે નીકળ્યો. એટલામાં આપનાં દર્શન થયાં. તો આપ મને ખોરાકની ચીજો માટેની દુકાનનો રસ્તો બતાવશો. જેથી હું આપનો ઘણોજ આભારી થઈશ. ત્યારે પેલા મહારાજ બોલ્યા કે તમો આ જંગલના અજાણ્યા છો ! ત્યારે ક્યાં રહો છો. પાંન્ડુ—હું આ જંગલમાંજ રહું છું.

મહારાજ—આ જંગલમાંજ રહો છો ત્યારે દુકાનના રસ્તાની માહીતી કેમ નથી?

પાંન્ડુ—હું થોડા દીવસથીજ આ જંગલનો વાસી થયો છું.

મહારાજ—જો તમારે દુકાન ઉપર જવું હોય તો દુકાન અહીયાંથી ઘણીજ દુર છે. આ જંગલની વીકટ ઝાડીઓ વટાવીને જતાં લગભગ ત્રણ ચાર કલાકનો રસ્તો છે. વળી અહીયાં ચોર અને લુંટારાઓનો ઘણોજ ભય છે. માટે તમો દુકાન તરફ નહી જાઓ અને અહીયાં નજીકમાં મારો પોતાનો મઠ છે ત્યાંથી તમારી મરજી હોય તો જોઈએ તેટલો સોદો લઈ જાઓ.

પાંન્ડુ—આપ તો પુજ્ય એટલે મારાથી આપની પાસેનો સોદો એમને એમ લઈ શકાય નહી જો તેનું નાણું આપ લ્યો તો મારે આવવાને હરકત નથી.

મહારાજ—વારૂ મારી સાથે ચાલો તો ખરા. એમ

કહી પોતાના મઠ તરફ પાંન્ડુને લઇને ચાલ્યા. થોડે દુર ગયા એટલે એક મકાન આવ્યું. તે મકાનના બારણે તાળું વાસેલું હતું. તે પેલા મહારાજે પોતાની પાસેથી કુંચી કાઢીને ઉઘાડયું. ને અંદર ગયા. અંદર જઇને પાંન્ડુને કહ્યું કે, અહીંયાંથી તમારે જેટલું જોઇએ તેટલું લ્યો. પાંન્ડુએ પોતાના ખપના પ્રમાણમાં જોઇએ એટલો સોદો લીધો ને બોલ્યો કે મહારાજ આની કીંમત કેટલી થઈ. ત્યારે મહારાજ બોલ્યા કે ત્રણ પૈસા. પાંન્ડુ બહુજ વીચારમાં પડી ગયો ને બોલ્યો કે શું આની કીંમત ત્રણ પૈસા થઇ એ અસંભવીત છે. માટે જે બ્યાજબી અને ખરી કીંમત હોય તે કહો. મહારાજે કહ્યું કે આટલી ત્રણ પૈસા કીંમત તમને વધારે લાગતી હોય તો બે પૈસા આપો ત્યારે પાંન્ડુ બોલ્યો કે નહિ નહિ તમો તો ઘણીજ ઓછી કીંમત કહો છો કારણ કે મારી ધારણા પ્રમાણે તો ત્રણ પૈસા એ ઘણીજ ઓછી કીંમત છે. માટે જે વ્યાજબી કીંમત હોય તે કહો. મહારાજે કહ્યું કે વ્યાજબી કીંમત તો મેં તમને આગળથીજ કહી છે કે ત્રણ પૈસાજ. ત્યારે પાંન્ડુએ તેમના હાથમાં એક સોનાની અસરફી આપી.

મહારાજના હાથમાં અસરફી આપતાંજ મહારાજે કહ્યું કે ભાઇ મારી પાસે તમને પાછા આપવા જેટલા છુટા પૈસા નથી માટે તમારી પાસે જો છુટા પૈસા હોય તો આપો.

પાંન્ડુ—મારી પાસે છુટા પૈસા નથી.

મહારાજ—ત્યારે હું તમારી સાથે તમારે ઘેર આવું છું ત્યાંથી મને આપજો.

પાંન્ડુ—ઘેર પણ મારી પાસે છુટા પૈસા નથી.

મહારાજ—શું ત્યારે તમારી પાસે રૂપીઆ છે

પાંન્ડુ—ના. રૂપીઆ પણ નહિ.

મહારાજ—ત્યારે શું તમામ અસરફીઓજ છે

પાંન્ડુ—હા તમામ અસરફીઓજ છે

મહારાજ—ઠીક ત્યારે તમારી પાસે જ્યારે આવે ત્યારે આપજો. મને તમારા બોલવા ઉપર ભરૂસો છે.

પાંન્ડુ—નમસ્કાર કરી પોતે ખરીદેલો સોદો લઇને પોતાના મુકામ તરફ ચાલવા માંડ્યો. પાંન્ડુના ગયા પછી મહારાજ પોતાનાં બારણાં બંધ કરીને તરત પેલો જાણે નહિ તેવી છુપી રીતે તેની પાછળ પાછળ તેના ઘર સુધી ગયા. પાંન્ડુ ઘરમાં ગયો એટલે તે મકાનની ચોકસ નીશાની રાખી પોતાના રહેઠાંણ તરફ વીદાય થયા.

બે ચાર દીવસ બાદ પેલા મહારાજ પોતાના કેટલાક સાથીઓને લઇને રાતના વખતે પેલા મુકામ આગળ આવ્યા અને સાથીઓને સંજ્ઞામાં કેટલીક ચેતવણી આપી આજુબાજુ સંતાવવાનું કર્યું. તે પ્રમાણે સાથીઓ સંતાયા કેટલીક વાર સુધી વિચાર કરીને પેલા મકાનનાં બારણાં ઠોક્યાં ને બોલ્યો કે ભાઇ આ ઘરમાં કોણ રહે છે. જે રહેતું હોય તે દયાની ખાતર આજની રાત મને વિસામાને માટેં જગા આપશો તો મોટો ઉપકાર થશે. કારણ કે આ જંગલમાં અત્યારે જંગલી જનાવરો તેમજ લુંટારૂઓના ભયને લીધે આગળ જવાની મારી હિમત ચાલતી નથી. આવા કરૂણા જનક શબ્દો સાંભળી પાંન્ડુના મનમાં દયા ઉત્પન થઇ અને બારણું ઉગાડી બોલ્યો કે

ભાઈ તું કોણ છે ક્યાંથી આવ્યો ને ક્યાં જવાનો છે. કે અત્યારે તને વિસામાની જગા ખોળવાની જરૂર પડી.

ભાઈ હું પાસેનાજ જંગલમાં રહું છું. કેટલાક કામને માટે બહાર ગયો હતો. ત્યાંથી પાછો ફર્યો તે વખતે મને ખાતરી હતી કે હું મારા મુકામે દીવા લગભગમાં પોહોચીશ પણ ચાલતાં ચાલતાં અહી સુધી આવ્યો એટલામાં રાત પડી ગઇને આ મકાન માલૂમ પડયું. જેથી મને આપના તરફથી વીસામો મળશે એમ આશા રાખીને બારણું ઠોકયું છે. આટલી વાત કરતાની સાથે દીવાનું અજવાળું પેલા આવનાર માણુસ ઉપર પડયું અને પાંન્ડુએ તેને સાધારણ ઓળખ્યો એટલે પાંન્ડુએ કહ્યું કે—શું તમો મહારાજ છો—હા.

ત્યારે થોડા દીવસ ઉપર મને સોદો આપ્યો હતો તેજ?

—હા હું તેજ.

વાહ શું કેવો આનંદ અણુધાર્યાં આપનાં દર્શન મને અત્યારે થયાં ખુશીથી આપ અહી રહો કારણ કે હું પણ એકલોજ છું કેટલીક વાતો કરતા કરતા મધ્ય રાત્રી થવાથી બંને સુતા.

પાંન્ડુ ભર નીંદ્રામાં પડયો એટલે પેલા મહારાજ ધીરેથી પેલો જાગે નહી એવી રીતે ઉઠી. બારણું ઉઘાડી બહાર આવી સંજ્ઞા કરી કે તરતજ સાથીઓ ત્યાં આવ્યા. તેમને આસ્તે આસ્તે પોતાની પાછળ અંદર આવવા કહી. પોતે આગળને તે લોકો પાછળ એવી રીતે અંદર દાખલ થયા. બારણું પાછું બંધ કરીને સાથીઓના કાનમાં કાંઈ કહીને પેલા મહારાજ પથારીમાં જઇને સુતા કે જાણે ભર

નિંદ્રામાં જે સુતેલો છે. એવો ઢોંગ કર્યો.

પાંન્ડુ તથા પેલા મહારાજને આવેલા બદમાસોએ એવા બાંધ્યા કે જરા પણ તે લોકોથી આગા પાછા ખસાય નહી. પછી હાથમાં છરા જેવું હથીઆર લઇને બોલ્યા કે આ મકાનની સઘળી મીલકત ક્યાં છે. તે બતાવો નહી તો આ છરા વતી તમોને યમપુરીનો માર્ગ બતાવીશું એટલે ગભરાઇને પાંન્ડુએ કહ્યું કે ભાઈ અમોને મારી નાખવાથી તને શું ફાયદો થશે. માલ મીલકતની જરૂર હોય તો અમોને છોડ કે સર્વ મીલકત બતાવું. તે લઇને સુખેથી તમો તમારે માર્ગે જજો. ત્યારે પેલા લોકો બોલ્યા કે તમને જો છોડીએ તો તમો અમારા સામા થાવ માટે છોડવાની તો આશાજ રાખશો નહી ત્યારે પાંન્ડુ બોલ્યો કે માલ મીલકત કાંઇ અહી નથી કે હું તમને દેખાડું. તે તો એક ગુપ્ત જગામાં છે. એટલે મારા વગર તે તમોને જડશે નહી.

આ સાંભળી પાંન્ડુના હાથ બાંધેલા રહેવા દઈ બીજા બંધ છોડી નાંખ્યા અને તે ગુપ્ત જગા બતાવવાને સાથે લીધો. એક તો રાત્રીનો સમય ને વળી ભોંયરામાં ઉતરવાનું તેથી અજવાળાને માટે કાકડા બનાવી લઈ ભોંયરામાં ઉતર્યા ભોંયરામાંની તમામ માલ મીલકત લઇ પાછા બહાર આવ્યા બહાર આવ્યા પછી તેઓ માંહો માંહે વિચાર કરવા લાગ્યા કે આને હવે જીવતો રહેવા દેવો એ ઠીક નથી એમ ધારી પાંન્ડુને પણ પોતાની સાથે લઇ જંગલ તરફ ચાલતા થયા ચાલતાં ચાલતાં થોડેક દુર એક ઝાડ હતું, ત્યાં આવ્યા આ ઝાડની નીચે મોટો જંગી કુવો હતો તે કુવા પાસે જઈ પાંન્ડુન હાથ છોડી

નાંખ્યા અને તેમાં તેને ફેંકી દીધો ને તેઓ પોતાના રહે-ઠાણ તરફ વીદાય થયા.

હવે પાંન્ડુ કુવામાં પડ્યો કે એકદમ પાણી પસાર કરી છેક પાતાળમાં ઉતરી ગયો ને જમીન પર પડ્યો જમીન પર પડતાની સાથે તેની આંખ એકદમ ખુલી ગઈ ને જુએ છે તો એક ભયાનક જંગલ માલમ પડ્યું આ જંગલમાં એક સુંદરને ભવ્ય મકાન હતું તે મકાન પાસે જઈને જોયું તો તેનું બારણું ખુલું હતું તેમાં થઈને અં-દર ગયો થોડે દુર ગયો એટલે ડાબા હાથ તરફ એક નાનોસરખો બગીચો દેખાયો તેથી તે બગીચામાં ગયો. અને એક બાંક ઉપર બેઠો. આજુબાજુ નજર કરી તો ત્યાં કેટલાંક ફળફળાદીનાં ઝાડ માલમ પડયાં. તેથી તે તરફ ગયો અને પોતાથી ખવાયાં તેટલાં ફળ ખાધાં. પણ પાં-ણીની તૃષા લાગેલી હોવાથી પાણીની તપાસ કરવાના ઈ-રાદે બગીચામાં ફરવા લાગ્યો. આમતેમ નજર કરતાં થોડે છેટે એક હોજ જેવું માલમ પડ્યું એટલે તે તરફ ચાલ્યો. હોજમાં જુએ છે તો પાણી ભરેલું છે. તેથી પાંન્ડુ હોજમાં ઉતર્યો ને પાણીનો એક ખોબો પીધો. વળી બીજો પીધો. ત્રીજો ભરીને જેવો પીવા જાય છે તેવોજ એકદમ વીજ-ળીના સમાન કડાકો થયો. ને અંધારૂંઘોર બની જઈ ધુમાડાના ઘોટે ઘોટ નીકળવા લાગ્યા. આ જોઈ પાંન્ડુ ગભરાયો ને હાથમાંનું પાણી પાછું હોજમાં પડી ગયું કે તરત જ હોજમાંથી પાણી ઉભરાવા લાગ્યું ને અજવાળું થઈ ગયું. પાંન્ડુ આજુબાજુ જોવા લાગ્યો તો ચારે તરફ તમામ કાળા પથરનો બાંધેલો કોટ માલમ પડયો. તે

એટલો બધો ઉંચો હતો કે ગમે તેવી યુકતી કરીને પણ બહાર નીકળી શકાય તેમ નહોતું. આ જોઇને વીચાર કરવા લાગ્યો કે હવે મારે કેવી રીતે બહાર જવું. એટલામાં તો પેલા હોજમાંનુ પાણી ઉભરાતું ઉભરાતું તેના ઘુંટણ બરાબર આવ્યું તેથી તે હોજની ઉપરના ભાગમાં આવ્યો ને ઉભો. પણ પાણી એટલું તો વધી ગયું કે છેક હોજની બહાર ઉભરાતું ઉભરાતું પેલા પંથરના કોટ પાસે પોહોચ્યું. પાંન્ડુ મનમાં ગભરાવા લાગ્યો કે પેલાં હું આવ્યો ત્યારે પાણી હોજને સાતમે પગથીએ હતું. ને હાલમાં તો હોજ ઉભરાઈ જઈ છેક બહારના ભાગમાં કોટની દીવાલની લગો-લગ થઈ ગયું છે. બહાર નીકળવાનો રસ્તો પણ કાંઈ દેખાતો નથી માટે હવે મરણ આવ્યું. એમ ધારી આ-કાશ તરફ જોવા લાગ્યો ને ઇશ્વિરની પ્રાર્થના કરવા લાગ્યો.

પાંન્ડુ પ્રાર્થના કરે છે એટલામાં કોટની દીવાલ સાથે લટકતું એક દોરડું તેની નજરે પડયું. તે પકડી બહાર નીકળવાની હીમત કરી કોટ ઉપર ચડવા લાગ્યો. અરધ ઉપર ઊંચો ચડયો કે તરત-જ પેલું દોરડું તુટી ગયું. દોરડું તુટવાની સાથે એક જબરો અવાજ થયો ને પાંન્ડુ નીચે પડયો. નીચે પડતાની સાથે તે બેસુદ્ધ થઈ ગયો. કેટલીક વારે સુદ્ધી આવી ત્યારે જુએ છે તો ના મળે બગીચો, કે ના મળે હોજ. કે ના મળે પેલો કોટ. પણ એક નાનાસરખા બેટના ઉપર તે બેઠેલો છે એમ જણાયું.

આ બેટ તદન ઉજડ હતો. પાંન્ડુ ત્યાં આગળ પોતાના શીવાય કોઈ માણુસ કે જનજનાવર નહી જોવાથી બેઠો બેઠો વિચાર કરે છે કે આ શું. અહીયાં તો ચોગરદમ,

પાણી ને ઉપર આકાશજ દેખાય છે. હવે મારે શું કરવું. એટલામાં સામેથી એક મછવો આવતો દેખાયો. આ મછવાની અંદર પંદર સોળ વરસની એક ખુબસુરત સ્ત્રી બેઠેલી હતી. સહેજવારમાં મછવો આ બેટની નજીક આવ્યો ને બેટ આગળ ઉભો રાખી તેમાં બેઠેલી સ્ત્રી નીચે ઉતરી પાંન્ડુની પાસે ગઇ ને કહેવા લાગી. અરે તું કોણ છે અને શા કારણથી ને કેવી રીતે આ બેટમાં આવ્યો છે. પાંન્ડુ કેટલીક વાર વીચાર કરીને બોલ્યો કે—હું મુસાફર છું. આ બેટમાં કેવી રીતે આવ્યો છું તેની મને બીલકુલ ખબર નથી. જો તમો મને અહીથી મહેરબાની કરી કોઈ પણ ગામના રસ્તે મુકી દેશો તો તમારો મારા ઉપર ઉપકાર થશે.

પાંન્ડુની આ હકીકત સાંભળી પેલી સ્ત્રીના મનમાં દયાની લાગણી પેદા થઈ. વળી તેની શેઠાણીના હુકમથી ખુબસુરત પુરૂષની ખોળ કરતી હતી તેજ અરસામાં આ મલી ગયો એટલે તેને પોતાની સાથે મછવામાં બેસાડી ચાલતી થઇ. બે ત્રણ દીવસ જળ માર્ગની મુસાફરી કરી એટલે એક બેટ આવ્યો, બેટના મધ્ય ભાગમાં એક સુંદર ને અલૌકીક મકાન પાંન્ડુની નજરે પડયું. મછવો બેટની નજીક આવ્યો ને ત્યાં ઉભો રાખ્યો. મછવાને ઉભો રાખેલો જોઇ પાંન્ડુ પેલી સ્ત્રીને કહેવા લાગ્યો કે અહીયાં આપણે ઉભા રહેવાનું શું કારણ છે? ત્યારે પેલી સ્ત્રી બોલી કે આ સામે જે મકાન દેખાય છે તે અમારી શેઠાણીનું છે, ને તેમના હુકમથીજ હું તમને તેડી લાવી છું. માટે તમે ઉતરો ને મારી સાથે ત્યાં ચાલો. ત્યારે પાંન્ડુ બોલ્યો કે મારે કાંઇ તમારી શેઠાણીનું કામ નથી.. તેમજ મારે ત્યાં આવ-

વાની જરૂર પણ નથી. તમો મને મહેરબાની કરીને કોઇ ગામને રસ્તે પહોંચાડો તો ઘણું સારૂં. પણ પેલી સ્ત્રી એકની બે થઇ નહી. ને કહ્યું કે મારી સાથે તમો ચાલો પછી જ્યાં તમારે જવું હશે ત્યાં તેની રજા લઈ પહોંચાડીશ. આથી પાંન્ડુ લાચાર થઇ તેની સાથે ગયો. લગભગ મછવાથી પચાસ કદમ ચાલ્યો કે એક સુંદર દરવાજો આવ્યો. આ દરવાજા આગળ કેટલીક સ્ત્રીઓ બેઠેલી હતી. તેમજ બે ત્રણ તો પહેરો ભરતી હોય એમ માલમ પડ્યું. બંને જણ દરવાજા આગળ આવ્યા. એટલે બધી સ્ત્રીઓએ ઉભી થઇને નમન કર્યું. અમો તે દરવાજો વટાવીને આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં એવી રીતે એક બે ને પાંચ દરવાજા વટાવીને બંને જણ એક સુશોભીત મકાન આગળ આવ્યા. પાંન્ડુને આ મકાન પાસે ઉભો રાખીને પેલી સ્ત્રી પોતાની શેઠાણીને ખબર આપવાને માટે અંદર ગઇ ને કહ્યું કે બાઇ સાહેબ આપના કહ્યા મુજબ એક મરદ હાથ લાગ્યો છે. ને તેને આપની હજુર લાવવાને માટે જો રજા હોય તો બહાર ઉભો રાખ્યો છે ત્યાંથી બોલાવી લાવું. ત્યારે પેલી શેઠાણી બોલી કે ઘણી ખુશીની સાથે તેડી લાવ.

પાંન્ડુ ત્યાં આવ્યો ને અદબથી ઉભો રહ્યો એટલે તેણે બાજુપર એક ખુરશી પડેલી હતી. તે પર બેસવા કહ્યું. જેથી ખુરશી ઉપર બેઠો. પેલી શેઠાણીએ એક દાસીને હુકમ કર્યો કે પીવાને માટે પાણી તેમજ જમવાને માટે કાંઈ લાવ કારણ કે આ મુસાફરનો ચહેરો ભુખને લીધે નીસ્તેજ થઇ ગયેલો હોય એમ માલમ પડે છે. દાસી હુકમ મુજબ જમવાને માટે કેટલીક જાતની મીઠાઇ તથા

મેવો વીગેરે એક ચાંદીના થાળમાં ભરીને લાવી. અને ટેબલ ઉપર મુકી ચાલી ગઈ. એટલે પેલી બાઇએ પાંન્ડુને નાસ્તો કરવાને માટે પોતાની પાસે બોલાવ્યો, આ બંને સાથે સાથે બેસીને નાસ્તો કરવા લાગ્યા. ખાઈ રહ્યા બાદ પાંન્ડુને પૂછ્યું કે તમો કોણુ છો અને કયાંથી આવ્યા છો. એ સાચે સાચી હકીકત કહેશો. એવી હું આશા રાખું છું ત્યારે પાંન્ડુ બોલ્યો કે હું એક મુસાફર છું. અને કેટલાક કારણુસર જંગલમાં ફરતો હતો. એટલામાં કેટલાક હરામખોર માણુસોએ મને પકડીને મારી પાસે જે કાંઇ સાધારણુ માલ હતો તે લુંટી લઇને મને એક કુવાગાં નાંખી દીધો. કુવાની અંદર પડતાની સાથેજ હું બેશુદ્ધ થઇ ગયો. કેટલીકવારે શુદ્ધીમાં આવ્યો ત્યારે આંખ ઉઘાડી જોઉં છું તો કુવામાં નહી પણુ પાછો એક જંગલમાં જ છું એમ લાગ્યું. ફરતાં ફરતાં નજીકમાં એક બગીચો દેખાયો. તે બગીચામાં હું આરામ લેવાના ઇરાદાથી ગયો. ત્યાં જઇને કેટલાંક ફળ ફળાદી ખાઈ પાણીની તરસ લાગવાથી બગીચાની અંદર પાણીની તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં ત્યાં એક હોજ માલમ પડ્યો. તેથી ત્યાં જઇ હોજમાં ઉતરી પાંણી પીવા લાગ્યો. મેં બે ખોબા પાણી પીધું ને જેવો ત્રીજો ખોબો પીવા જાઉં છું કે એકદમ એવો જબરો અવાજ થયો કે તે અવાજની સાથે સઘળે અંધકાર થઈ ગયું. આ અદ્દભુત દેખાવ જોઇને હું ગભરાયો. મારા હાથમાંથી ખોબાનું પાણી પાછુ હોજમાં પડી ગયું, પાણી હોજમાં પડતાની સાથે હોજ ઉભરાવા લાગ્યો. ને અજવાળું થઈ ગયું. અજવાળું થયું એટલે હું આજુબાજુ

જોવા લાગ્યો એટલે મારી તેમજ હોજની ચારે બાજુએ મોટો કાળા પત્થરનો કોટ માલુમ પડયો. હોજમાંનું પાણી વધીને કોટની દીવાલ નજીક થઇ ગયું. કોટની દીવાલસાથે લટકતું એક દોરડા જેવું દીઠું. તે પકડીને હું ઉપર ચડવા જાઉં છું કે એકદમ તરતજ તે તુટી ગયું. ને હું બેભાન થઇ જમીન ઉપર પડયો. શુદ્ધીમાં આવ્યો અને જોવા લાગ્યો તો ના મળે હોજ, કે ના મળે પાણી, કે ના મળે કોટ. પણ એક મહાજળની અંદર નાના સરખા બેટ ઉપર હું છું એમ લાગ્યું. એટલામાં આ તમારી દાસી આવી અને મને અહીં તેડી લાવી. આ હકીકત શીવાય બીજું કાંઇ મને ખબર નથી. આ સાંભળી પેલી બાઈ બોલી તું કુવામાં પડયો ને જીવતો રહ્યો અને હોજ આગળથી પણ સહીસલામત બચ્યો માટે તારી પાસે કાંઇપણ વસ્તુ હોવી જોઇએ. નહી તો તું કુવામાંથી તેમજ જાદુઇ હોજમાંથી જીવતો રહી શકે નહી. તું હાલમાં જે જગાએ બેઠો છે તેમજ પેલો બગીચો અને હોજ એ સર્વે મારી માલકીનાંજ છે અને તે મેં જાદુના ઇલમથીજ બનાવેલાં છે. કોઇપણ પ્રાણી પેલા કુવામાં પડે અને તેમાંથી જો બચે તો હોજની અંદર મરણ પામ્યા વગર રહેજ નહિ. પણ તું તો કુવામાંથી ઉગર્યો તેમજ જાદુઇ-હોજમાં પણ સહીસમામત રહ્યો માટે તારી પાસે જાદુઇ વસ્તુ હોવી જોઇએ.

પાંન્ડુ—મારી પાસે કાંઇ પણ નથી. તેમ હું જાદુઇ વીદ્યા કાંઇ જાણતો નથી. ત્યારે પેલી બાઇ બોલી કે નહિ નહિ તમે જુઠું બોલો છો તમારી પાસે જાદુ લાગે નહી. એવી કાંઇ વસ્તુ યા તો જાદુ શીખેલા હોવા જોઇએ.

પાંન્ડુ—હું સોગન ખાઇને કહુંછું કે હું જાદુ શીખેલો નથી તેમજ મારી પાસે મારા જાણુવામાં તેવી ચીજ નથી ત્યારે પેલી સ્ત્રી બોલી કે નહી નહી તમો કહો છો પણુ મારી ખાતરી થતી નથી. કદાચ તમો જાદુ શીખેલા નહી હો તો કોઇએ તમોને કોઇ તેવી ચીજ આપેલી હશે થોડીવારે પાંન્ડુને યાદ આવ્યું ને કહ્યું કે મને કોઇએ કાંઇ ચીજ આપી નથી પણુ મેં મારા હાથે એક નાનું સરખું ઝાડ ઉખાડી લીધેલું છે તે મારી પાસે છે. આ ઝાડમાં શું ગુણુ છે તે હું જાણુતો નથી આ સાંભળી પેલી સ્ત્રીને તે ઝાડ વિષે હકીકત જાણુવાની જીજ્ઞાસા ઉત્પન થવાથી તેણે પાંન્ડુને પુછયું કે એ ઝાડ કયાંથી અને કેવી રીતે તમોને મલ્યું તે કહેશો.

પાંન્ડુ—એક દીવસ હું મારા મકાનથી ચાલતાં ચાલતાં ઘણે દુર એક ભયાનક જંગલમાં જઇ પહોંચ્યો એ જંગલ એટલું બધુ ભયાનક હતું કે જેની અંદર રીંછ, વાઘ, વરૂ, સિંહ, ડુકર વિગેરે કેટલાંક હિંસક પ્રાણીઓ નિવાસ કરી રહેલાં હતાં આ જંગલમાં દીવસે પણુ જવું ઘણુંજ વિકટ અને ભય ભરેલું હતું છતાં રાત્રી પડી જવાથી મારે તે સ્થળે રહેવાનું થયું.

રાત પડીને થોડો વખત થયો કે એક અવાજ મારે કાને પડયો તે ગરજના સાંભળીને મને ભય ઉત્પન થયો પરંતુ શું કરૂ આખરે હું એક મોટા ઝાડ ઉપર ચડયો ઝાડ ઉપર ચડવાને દશ મીનીટ પણું થઇ નહી એટલામાં એક વિકાળ સિંહ ગરજના કરતો ને ફાળ મારતો હું બેઠો હતો તે ઝાડ તળે આવ્યો. ઝાડ પર તલપો મારી પણુ તે નીસ-

ફળ ગઇ. આખરે થાકીને ઝાડ નીચે બેસી રહ્યો બેઠાં બેઠાં આખી રાત વીતી ગઇ અને સવાર થઇ પણ ત્યાંથી ખસ્યો નહી, તેની પાસે થઇને કેટલાક જનાવરો ગયાં છતાં તેની તરફ કાંઇ પણ ક્રુરતાનાં ચિન્હ દેખાડયાં નહી તેથી મારા મનમાં શક ઉત્પન થયો કે આ હિંસક પ્રાણી ભુખ્યો છતાં આવી રીતે શાંન્ત કેમ બેઠેલો છે. તેની ખાતરી કરવાને માટે ઝાડનાં કેટલાંક ડાળાં ભાગીને તેના ઉપર નાખ્યાં તે છતાં પણ તે બીલકુલ હાલ્યો નહી આખરે મેં એક મોટું ડાળું ભાગીને ફેકયું તે તેને બરાબર વાગવાથી જમીન ઉપર મુડદાની માફક પડી ગયો. આ જોઇને હું ઘણોજ વિસ્મય થઇને વીચારમાં પડયો કે આ આખી રાત અહીયાં શીકારને માટેજ બેસી રહ્યો હતો. મારા તેમજ એના સિવાય બીજુ કોઇ આવ્યું નથી. છતાં એકદમ એ મરણ પામ્યો તેનું શું કારણ હશે? થોડી વારે હું ઝાડ પરથી નીચે ઉતર્યો અને પાસે જઇને જોઉં તો પાછળનો અડધો ભાગ ખોખા જેવો થઇ ગએલો માલમ પડયો. તેની પાસે એક કાન ખજુરા જેવડું જાનવર વાડમાંથી આવતું જતું દેખાયું, ઘણી વાર સુધી હું ત્યાં ઉભો રહ્યો. અને જોઉં છું તો તે જાનવર સિંહના પાછળના ભાગમાં જાય ને થોડી વારે વળી પાછુ નીકળી વાડ તરફ જાય ઘણો વખત આમ થવાથી સિંહનું બીલકુલ ખોખું થએલું મારા જોવામાં આવ્યું. તે ઉપરથી મારી ખાતરી થઇ કે આ જનાવરેજ સિંહને મારી નાંખ્યો એમાં શક નથી.

આટલા મોટા પ્રાણીને ખાઇ જવું એટલી શકિત એનામાં હોય નહિ માટે એ એકલુંજ છે કે એના જેવા

બીજા અવરનવર આવે છે, તેની તપાસ કરવાનો ઇરાદો કરી વાડ પાસે ગયો તો ને એકલું ફકત હતું. ને એક નાના સરખા છોડને શુંઘતું હતું. તેથી તે ઝાડનો છોડ મેં ઉખાડી લીધો હતો, તે મારી પાસે છે. આ વગર મારી પાસે કોઈપણ વસ્તુ નથી. એ છોડમાં ખોરાક પાચન કરવા શીવાય બીજો શું ગુણ છે તે હું જાણુનો નથી. જો તમોને એની માહીતી હોય તો મને કહેશો કે એમાં કયા કયા ગુણો છે. એમ કહી તે છોડ પેલી સ્ત્રીને બતાવ્યો આ છોડ જોઇને તે સ્ત્રીએ કહ્યું કે આ વનસ્પતિ જેની પાસે હોય તે માણસ પાણીમાં ડુબતો નથી. અગ્નિમાં બળતો નથી. તેમજ તેના ઉપર જાદુઇ ઇલમ લાગુ પડતો નથી, વળી કેટલાક સાધુ સંત અને કિમીયાગર લોકો ચાંદી તથા સોનું બનાવવાના ઉપયોગમાં પણ વાપરે છે. એ શીવાય પણ બીજા ઘણા ગુણો એમાં છે. જો તું મને તારી પાસેનું ઝાડ આપશે તો તેમાં મારૂ, તેમજ તારૂ, ભલું છે. પાંન્ડુ—(ઉપરની હકીકત સાંભળીને મનમાં હીમત રાખી બોલ્યો કે) જ્યાં સુધી મારા જીવમાં જીવ છે ત્યાં સુધી તો તે કોઇને પણ આપનાર નથી. પેલી સ્ત્રી—જો તું મને આપશે તો હું તને આ સર્વે માલ મીલકતનો તેમજ મારો માલીક પણ તને જ બનાવવા ધારૂછું. માટે મનમાં વિચાર કરીને ખુશી થઇને મને આપશે એમ હું આશા રાખુછું. આવી રીતે કેટલીક જાતની લાલચ બતાવી પણ પાંન્ડુએ આપવાને માટે ચોખી ના કહી. આખરે જબરજસ્તીથી લેવાનો વિચાર જણાવી પાંન્ડુને કેદખાનામાં પુરવા માટે એક દાસીને હુકમ કર્યો, છતાં પણ બીલકુલ નહી ગભરાતાં બોલ્યો કે

તું મને કેદખાનામાં પુરશે અગર જોઇએ તેમ કરશે તો પણ હું કાંઇ ડરવાનો નથી.

પાંન્ડુને અજાણ્યો છે તેમજ ચારે બાજુએ સમુદ્રના અથાગ જળને લીધે તેનાથી કોઇ પણ જગ્યાએ નાશી જવાય તેમ નથી એવું ધારી કેદખાનામાં પુર્યો નહી. પણ—કહ્યું કે તું જ્યારે મને તારી પાસેનું ઝાડ આપશે ત્યારેજ તારો અહીથી છુટકારો થશે, એમ નકી સમજજે.—આવી રીતે કેટલાક દીવસ—પાંન્ડુને દીલગીરીમાં એમના એમ વીતી ગયા પણ નીકળવાનો રસ્તો સુઝ પડયો નહી. એક દીવસ તબીયત બરાબર નહી હોવાથી સાંજના વેળા સર પોતાની જગ્યા પર સુતો હતો. સુતાં સુતાં વીચાર કરે છે કે દરેક જગ્યાએથી તો હું પરમેશ્વરની કૃપાથી સહી સલામત બચીને અહી સુધી આવી પહોચ્યો છું. પણ હવે અત્રેથી છુટીને આગળ જઇ શકવાની આશા લાગતી નથી. છુટવાને માટે તો ફકત એકજ રસ્તો છે પણ તે નુકશાન કારક છે. માટે તે આપવું તો નહીંજ. અહી સુધી જેની કૃપાથી સહીસલામત હું આવ્યો છું. તે શું મને મારી ધારેલી જગ્યાએ નહી પહોંચાડે. "પહોંચાડશેજ." આ રીતે વિચારના વમળમાં ગરકાવ થએલો પાંન્ડુ નિંદ્રાવસ થયો. ભરનિંદ્રામાં સુતો છે. એ સમયમાં તેની સાંમે સિંહ ઉપર સ્વારી કરેલી કોઇ એક જોગમાયાની મુર્તિ ખડી થઈ તેના હાથમાં ખડગ, ત્રીસુળ, ખપર વીગેરે આયુધો ધારણ કરેલાં હતાં. તે જોગમાયા બોલ્યાં કે અરે તું આળસુની માફક શું પડી રહ્યો છે. ઉઠ અને જાગ્રત થા. આ સાંભળી પાંન્ડુ નીદ્રામાંથી એકદમ ઝબકીને જાગી

ઉઠયો. અને પોતાની સનમુખ માતાજીને ઉભેલાં જોઈ તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. અને બોલ્યો કે આવા સંકટના સમયે મને આપે અત્રે પધારી દર્શનનો લાભ આપ્યો તો હવે મારો અહીંથી કોઈ પણ રીતે છુટકો કરશો? એવી હું આપની પાસે વીનંતી કરૂં છું. ત્યારે જોગમાયા બોલ્યાં કે બચ્ચા તું ગભરાઈશ નહી. હું તારે માટેજ અત્રે આવી છું. હું તને કહું તે લક્ષ દઇને સાંભળ અને તે પ્રમાણે કરવાથી તારો છુટકારો થશે.

આવતી કાલે સાંજના પેલી સ્ત્રી પોતાની સખીઓની સાથે એક મછવામાં બેસીને સહેલ કરવાને માટે જશે તે વખતે તું છેક છેલ્લા પીતળના તાળાવાળા ઓરડા આગળ જજે અને ત્યાં જઇને તારી પાસે જે છોડ છે તે તાળાને અડકાડજે એટલે તે જાદુઇ બનાવટનું તાળું ઉગડી જશે. પછી તે ઓરડાના બારણાં ઉગાડી અંદર જજે ત્યાં આગળ એક ઘોડો છે. તને જોતાની સાથેજ તે એકદમ તોફાન કરશે. પણ તેથી તું ગભરાઇશ નહી. હીમત રાખી તેના ઉપર સ્વાર થઈ તેની આંખોની આજુબાજુ છોડ ફેરવજે એટલે તે ઘોડો પવનની માફક આકાશ તરફ ઉડતો ઉડતો તારી ધારેલી જગ્યાએ તને પોચાડશે. આટલી હકીકત કહીને જોતજોતામાં દેવી અંતરધ્યાન થઇ ગયાં. પાંન્ડુને હવે ઊંઘ આવી નહી બાકીનો વખત જેમ તેમ પથારીમાં પુરો કર્યો.

સવારનો સમય થયો એટલે પાંન્ડુ પોતાના નીત્ય નીયમથી પરવારી રાતની હકીકત પ્રમાણે પોતાના છુટકારાનો વીચાર કરે છે. એમ કરતાં કરતાં સાંજનો વખત થયો.

પેલી સ્ત્રી પોતાની સખીઓની સાથે સહેલ કરવાને માટે બહાર ચાલી જેથી પાંન્ડુના મનમાં દેવીના કહેવા ઉપર વધારે આસ્થા બેઠી. અને દેવીના કહ્યા પ્રમાણે પેલા ઓ-રડા તરફ ગયો. ત્યાં જઈ બતાવ્યા મુજબ તાળું ઉગાડીને અંદર જઈ ઘોડાને બહાર લાવ્યો. પછી તેનાપર સ્વાર થઈ પેલો છોડ ફેરવતાની સાથે ઘોડો આકાશ તરફ ઉડયો. આવી રીતે બે રાત ને બે દીવસ ઊંચાણુમાં ઉડીને સમુદ્ર ઓળંગી ત્રીજે દીવસે બપોરના વખતે એક સુંદર ને અલૌકીક મહેલ આગળ ઘોડો પાંન્ડુને લઈ સડસડાત પૃ-થ્વી ઉપર ઉતરી પડયો. પાંન્ડુની નજર મહેલ ઉપર પડી ને તરતજ યાદ આવ્યું કે મેં સ્વપ્નમાં આજ મહેલ જોયો હોય એમ લાગે છે માટે લાવ ત્યાં જઈ ઉતરીને તપાસ કરૂં કે આ મહેલ છે તે તેજ કે બીજો અને આમાં કોણ રહે છે. આમ વિચાર કરી ઘોડા ઉપરથી ઉતરી, લગામ હાથમાં પકડી આગળ ચાલી ઘોડાને દોરવા માંડયો પણ ઘોડો આગળ નહી ચાલતાં પાછો હઠી તોફાન કરવા લાગ્યો અને હાથમાંથી લગામ છોડાવી આકાશમાર્ગે વીજળીની માફક ઉડી ગયો. પાંન્ડુ હવે ઉભો ઉભો એકલો વિચાર કરેછે કે સ્વપ્નમાં મેં જે મહેલ જોયો હતો. તેના જેવોજ આ મહેલ માલમ પડે છે. માટે જો આ તેજ હોય તો હવે મારા આજ સુધીના સહન કરેલા સર્વે સંકટોનો બદલો અને ઉમેદ પુરી પડવામાં કાંઈ બાકી નથી. એમ વીચાર કરતો કરતો આગળ ચા-લ્યો. બપોર થયા છે પેટમાં ક્ષુધા પણ લાગી છે. જેથી આમ તેમ જુએ છે એટલામાં એક નાનો સરખો બગીચો મહેલની પાસે થોડેક દુર જોવામાં આવ્યો. બગીચા નજીક

ગયો એટલે તેનો દરવાજો ઉઘાડો હોવાથી તેમાં થઇને અંદર ગયો. બગીચાના મધ્ય ભાગમાં એક ફુવારો ઉડી રહ્યો છે. આ ફુવારાની ચારે બાજુએ બેસવાને માટે બેંચો ગોઠવી મુકેલાં હતાં તેમજ સુગંધીદાર પુષ્પોના વેલાઓ જેવા કે જાઇ, જુઇ, મોગરો, સાહેલી, ચંપેલી, સેવતી વીગેરેની કમાનો અને માંડવાઓ બનાવેલા છે. તેમજ ફળ ફળાદીના કેટલાક રોપાઓ ઝાડો જેવાં કે જાંબુ જમરૂખ સીતાફળ, રામફળ, કમરખ, દાડમડી, નારંગી, ફાલસી, વીગેરે હતાં. પાંન્ડુ બાગમાં ગયો તો ખરો પણ વીચારમાં પડયો કે વળી આ બાગ કોનો હશે અગાઉ જેવું તો નહી હોય. ભલે જે બને તે ખરૂં ક્ષુધા લાગી છે ને હવે રહી સકાય તેમ નથી. માટે આ ફળ ફળાદીના ઝાડો પરથી થોડાં લઇને ખાવાં તો ખરાં. જેની સહાયથી હું અહીં સુધી આવ્યો છું તે અહીં પણ મને સહાય કરશેજ. એમ મનમાં નક્કી ઠરાવ કરી ઝાડ નીચે જઇને પોતાનાથી ખવાયાં તેટલાં અનેક જાતનાં ફળો ખાઇ ક્ષુધા શાંન્ત કરી. ફુવારાનું પાણી પીને પાસે બેસવા માટેના બેંચો પડેલાં હતાં ને ઉપર જઇને બેઠો. બેઠો બેઠો મનમાં વીચાર કરેછે કે મને અહીં આવ્યાને બે કલાક થવા આવ્યા હશે પણ અત્રે કોઇ માણસ માલમ પડતું નથી. શું અહીંનો કોઇ રખેવાળ નહી હોય? ના, તેમ તો હોયજ નહી. કારણકે આવી સારી ને સ્વચ્છ જગો કોઇપણ માણસના આવજાવ વગર હોય નહી માટે કોઇ પણ નોકર તો હોવો જોઇએજ આમ તર્કવિતર્ક કરે છે એટલામાં પવનની ઠંડી લહેર આવવાથી બેંચ ઉપર આડો પડયો. સાંજના પાંચ

બાગ્યા પણ પાંન્ડુને પવનની લહેરમાં થાકને લીધે નિંદ્રા આવી હતી તેથી ત્યાં સુતેલો હતો.

પોતાના દરરોજના નિયમ પ્રમાણે પોતાની સરખી સાહેલીઓની સાથે એક ખુબસુરત શશીવદની આ બાગમાં આવી. બાગમાં ફરતાં ફરતાં તેમજ સાહેલીઓની સાથે હાસ્યવીનોદ કરતાં કરતાં ફુવારાની નજીકમાં આવી પોહોચ્યાં. ફુવારા પાસેની બેંચ પર નજર પડી તો શું જુએ છે કે કોઇ એક સુંદર જુવાન વિચાર વમળમાં ગીરફતાર થઇ ભરનિંદ્રામાં સુતો છે. આ નવીન માણસને જોઇને એકદમ ત્યાં ઉભી રહીને મનમાં વીચાર કરવા લાગી કે આ મારા બાગમાં કોઇપણ માણસ આવી શકે તેમ નથી. છતાં આ ખુબસુરત જવાન અહીં કેવી રીતે આવ્યો હશે. વળી કેવો નિર્ભયપણે સુતો છે. એના મનમાં કોઇપણ પ્રકારનો ડર નથી કે રખે મને કોઈ પણ અહીં આવ્યાને માટે ઠપકો આપશે. વાહ? આની મુખમુદ્રા કેવળ ચંદ્રના પ્રતિબીંબ કરતાં પણ વધુ દેદીપ્યમાન દેખાય છે નિંદ્રાવસ છતાં પણ તેનું મન વિચીત્ર દેખાવ આપી રહ્યું છે. લાવ હું એને ઉઠાડું. એમ વિચાર કરી ઉઠાડવા માટે જાય છે. અરે હાલમાં જો હું તેને ઉઠાડીશ તો એના મનમાં ભય ઉત્પન્ન થશે. એમ ધારીને પાછી હઠી. ને વિચાર કરે છે કે જો નથી ઉઠાડતી તો તે આવ્યો તેમ પાછો ચાલ્યો જશે. તો હાથ આવેલું રત્ન પાછું ગુમ થશે. માટે ઉઠાડી તેની સાથે વાતચીત કરી ખુલાસો કરૂ. અને મારી સાથે ઘેર તેડી જાઉં. આવો વિચાર કરી ઉઠાડવા માટે આગળ ચાલવા મંડી. એટલામાં વળી પાછું મન ના કબુલ થયું

કે નહી નહી શાસ્ત્રમાં પણ કહેલું છે કે "નિંદ્રાવશ થએલાને જાગ્રત કરવો" એ મહાન પાપ છે. એમ સમજી પાછી ફરીને તે જાગ્રત થાય ત્યારે તેને ઘેર તેડી લાવવાનું કહી એક દાશીને ત્યાં બેસાડી તરતજ સખીઓની સાથે પોતાના મકાન પર પાછી વીદાય થઇ. મકાનમાં જઇ દીવાન ખાનાના ઝરૂખામાં એક ખુરશી પર બેસીને દાસી તેમજ પેલા મુસાફરની આવવાની રાહ જોવા લાગી.

બાગમાં પાંન્ડુ સુતેલો છે ને પાસેના ઝાડની નીચે પેલી દાસી બેઠેલી છે પવન જોસબંધ આવવાથી પેલા ફુવારામાંથી ઉડતા પાણીની શેર પાંન્ડુના મુખ ઉપર પડી પાણી પડવાથી આંખ એકદમ ખુલી ગઈ ને જોવા લાગ્યો કે આ પાણી કયાંથી આવ્યું. વરસાદની મોસમ તો છે નહી. તેમજ વળી વાદળાં પણ થયેલાં નથી. એટલામાં વળી પાછું બીજી વખત તેજ પ્રમાણે પવનને લીધે ફુવારાની શેરનું પાણી તેના ઉપર પડયું. ત્યારે સમજ્યો કે ગઇ વખતે પણ આમજ બન્યું હશે. ખુરશી ઉપરથી ઉઠીને હાથ મોં ધોઇ બાગમાં આમ તેમ ફરવા લાગ્યો ફરતાં ફરતાં વિચાર કરે છે કે હવે આ મહેલ કોનો છે એની તપાસ કેવી રીતે કરવી એમ ધારી આગળ મહેલ તરફ જવાને માટે ચાલ્યો. દાસી પણ પાછળ પાછળ તે જાણે નહી તેવી રીતે ચાલે છે ચાલતાં ચાલતાં બંનેઉ બાગની બહાર નીકળ્યાં ને મહેલની નજીક આવી પોહોચ્યાં. પાંન્ડુ મહેલના દરવાજા પાસે આવી ખમચાઇને ઉભો રહ્યો ને વિચાર કરવા લાગ્યો કે અહીયાં તો કોઇ માલમ પડતું નથી. ને દરવાજો ઉગાડો છે. જો હું અંદર જાઉં છું તો પારકા મ-

ફાનમાં એકદમ રજા શીવાય જવું એ જોખમ ભરેલું છે. સાંજનો વખત થવા આવ્યો છે અહી બત્તી સળગાવવાને સારૂ કોઇ પણ આવશે તો ખરૂ સબબ કે દરવાજા આગળ બે ફાનસો છે જેથી અત્રે હાલ બેસું ને સળગાવવા આવે તેને પુછી ખુલાશો મેળવું. એમ વીચાર કરી ફાનસ આગળ જઇને બેઠો. દાસી પણ કાબેલ હોવાથી સમજી ગઇ કે હવે આને કયાં જવું તેની સમજ પડતી નથી માટે હું પણ જરા ફંટાઇને તેની પાસે સાંમેની બાજુએ થઇને જાઉં. એમ વીચાર કરી તે દેખે નહી એવી રીતે આડકતરે રસ્તે થઇને પાંન્ડુની પાસે આવીને કહ્યું કે અરે ભલા માણસ તું અહીયાં અને વળી અત્યારે કયાંથી આવ્યો આ જગ્યાએ કોઇ પણ માણસ આવી શકે નહી. ને જો તે આવે તો તેના જાનની ખરાબી પણ થાય માટે તું કહે કે તને આ જગ્યાએ કોણે ને શા માટે મોકલ્યો છે. પાંન્ડુ આ સવાલ સાંભળીને બોલ્યો કે મને કોઇએ મોકલ્યો નથી પણ હું દેશાટન કરતો કરતો દરેક સ્થળો જોતો જોતો અહી આવી પહોચ્યો છું. રાત પડવાથી વીશ્રાંતીની જગા ખોળવાનો વીચાર કરૂં છું. એટલામાં તમો આવ્યાં મારા ઉપર મહેરબાની કરી રાત વાસો રહેવાનું સ્થાન મને તમો બતાવશો એમ હું આશા રાખું છું. આ સાંભળી દાસી બોલી કે અહીયાં તો ફક્ત અમારા બાઇ સાહેબનુંજ મકાન છે તે વગર બીજુ એક પણ મકાન નથી. તેમજ ગામ પણ અહીયાંથી બહુજ દુર છે.

ગામમાં જાઓ તો ત્યાં કેટલીક ધર્મશાળાઓ તથા અન્ન ક્ષેત્ર છે જેની અંદર દરેક પરદેશી મુસાફરો ઉતરે

છે. જો અત્યારે રાત પડવાના સબબને લીધે તમારો ગામ તરફ જવાનો ઇરાદો ના હોય અને રાત વાસો અહીં રહેવાની મરજી હોય તો મારી સાથે ચાલો. મારી બાઇ સાહેબ ઘણાં ભોળાં ને ઉદાર વૃતિનાં છે. તેમને હું તમારે માટે કહીશ. આથી પાંન્ડુ ઘણોજ ખુશી થયો ને બોલ્યો કે બાઇ તું કહેશે તેમ હું વરતીશ પણ આટલી રાતની રાત વીસામો મળે એવી બ્યવસ્થાનો મારા ઉપર ઉપકાર કરીને મને તારો આભારી કરશે. ત્યારે પેલી દાસી પાંન્ડુને કહેવા લાગી કે ભલે તું મારી સાથે ચાલ પણ ખુબ હુંશીઆરી રાખજે કારણ કે આ મકાન કોઇ જેવા તેવાનું નથી પણ એક ખાનદાની કુટુંબનું છે આટલી વાત ચીત કરીને આગળ દાસી અને પાછળ પાંન્ડુ એમ ચાલવા લાગ્યાં દરવાજામાં પેસતાની સાથે પાંન્ડુ વીચાર કરવા લાગ્યો કે ખચીત આ મકાન અને રસ્તો મારા સ્વપ્નને મળતોજ આવે છે.

એક બે ને ચાર એમ સાત દરવાજા ઓળંગી તેઓ એક સુંદર દીવાનખાના પાસે આવ્યાં. દીવાનખાનાના છજામાં બેઠી બેઠી પેલી સ્ત્રી રાહ જોતી હતી તે દાસી અને પાંન્ડુને સામેથી આવતાં જોઇને અંદર ચાલી ગઇ. બંને જણુ દીવાનખાનામાં આવ્યાં અને પાંન્ડુને ત્યાંજ બેસાડી પેલી દાસી તેની બાઇ સાહેબની રજા લેવાને અંદર ગઇ. પાંન્ડુ બીચારો એકલો પડયો અને વિચાર કરવા લાગ્યો કે ખરેખર દરેક રસ્તા તેમજ આ દીવાનખાનું ને આ સઘળી વસ્તુઓ મને મારી જોએલીજ લાગે છે. માટે હવે તો નક્કી મારી મુસાફરીનો છેડો અહીંજ આવી રહેલો હેવો જોઇએ. થોડી વાર થઇ એટલે એક બીજી દાસી આવી ને તે પાંન્ડુને ન-

મનવાઇથી કહેવા લાગી કે અરે ભલા મુસાફર તમો મારી સાથે ચાલો. એમ કહી એક નાનું સરખું ફાનસ સળગાવી હાથમાં લઇ આગળ ચાલી તેની પાછળ પાછળ પાંન્ડુ પણ ચાલતો થયો. થોડે ગયા એટલે એક સાંકડી ગલી જેવી જગ્યા આવી તે માર્ગે પસાર કરીને વળી એક દરવાજા પાસે આવ્યા ત્યાં પાંન્ડુને ઉભો રાખીને પેલી દાસી ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી સેજ વારમાં કેટલીએક ખુબ સુરત સ્ત્રીઓનું ટોળું આવ્યું. આ ટોળા વાળી સ્ત્રીઓએ પણ પાંન્ડુને પોતાની સાથે ચાલવાનું કહ્યું જેથી તે ટોળામાં સામેલ થઇ તેમની સાથે ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં અડધો કલાક થયો એટલે એક સુંદર દીવાનખાનું આવ્યું. આ દીવાનખાનામાં તેઓ સર્વે દાખલ થયાં.

પાંન્ડુ આ દીવાનખાનું જોઇને ( મનમાં ) ખરેખર સ્વપ્નમાં જોએલું તેજ દીવાનખાનું તથા તેજ પ્રમાણેનો ઠાઠ છે. પેલી સ્ત્રીઓ પાંન્ડુને દીવાનખાનું જોવાના લક્ષમાં જોવાથી ત્યાંથી ચુપ ચુપ પસાર થઇ ગઇયો. કે તરતજ એક ચંદ્ર સ્વરૂપ વાન સ્ત્રી સોળે સણગાર સજી તેની સામે આવી ઉભી રહી.

એક બીજાની સામ સામી નજર ભેળી થતાંજ પાંન્ડુ મુર્છાગત થઇ જમીન ઉપર ઢળી પડયો પડતાં પડતાં ફક્ત તેના મોંઢમાંથી આટલા શબ્દ નીકળ્યા કે, " શું એજ. " પાંન્ડુના એકદમ બેશુધ થવાથી પેલી સ્ત્રી ઘણીજ ગભરાઇ ગઇને તેની સાર વાર કરવાને પાસે બેઠી. તેમજ પોતાની દાસીઓને બુમ પાડી. બુમ સાંભળતાની સાથેજ દાસીઓ આવી. કોઇ પાણી કોઇ ગુલાબજળ વીગેરે લાવી. પેલી

સ્ત્રી પાંન્ડુના માથા આગળ બેસીને તેના માથા ઉપર ગુલાબ જળ તથા પાણી રેડવા લાગી. તેમજ કેટલીક દાસીઓ પંખાવતી પવન નાખવા લાગી.

થોડીક વારે પાંન્ડુ શુદ્ધીમાં આવ્યો ને આંખ ઉગાડી આમ તેમ જોવા લાગ્યો તો કોઇ પવન નાંખે છે. તો કોઇ ગુલાબજળ છાંટે છે તો કોઇ શરીરને દબાવે છે. આ બનાવ જોઇ પાંન્ડુ ઓચીંતો ઉભો થવા જાય છે. એટલે પેલી ખુબ સુરત સ્ત્રી બોલી કે અરે ભલા માણુસ ગભરાઇશ નહી. ડરવાનું કાંઇજ કારણ નથી. અહી સુખેથી બેસીને હું પુછું તેનો ખુલાશો કરો મારાથી તમને જે મદદ થશે તે હું કરીશ એટલે પાંન્ડુ ત્યાં બેઠો. પેલી સ્ત્રી દાસીઓ તરફ જોઇને બોલી કે તમો કાંઇ ખાવાની જોગવાઇ કરો. આ સાંભળીને દાસીઓ ત્યાંથી ચાલી ગઇ. સેજ વારમાં એક દાસી કેટલીક જાતના મેવાઓ તથા ફળ ફળાદી એક સોનાના થાળમાં મુકીને લાવી ને પાંન્ડુ તથા પેલી સ્ત્રી બેઠાં હતાં તેમની સામેના એક ટેબલ ઉપર મુક્યું એટલે પેલી સ્ત્રીએ પાંન્ડુને કહ્યું કે તમારે માટે દાસી મેવા તથા ફળ ફળાદી લાવીને ટેબલ ઉપર મુક્યા છે માટે તમો ટેબલ પાસે ચાલો. આપણે ત્યાં બેસીને ખાધા પછી સૌ ખુલાશો કરીશું.

પાંન્ડુ તેમજ પેલી સ્ત્રી ટેબલ પાસે મખમલ જડેલી ખુરશીઓ પડેલી હતી તેના ઉપર બેઠાં. પેલી સ્ત્રી મેવા સમારી આપે છે ને પાંન્ડુ ખાય છે આ બીના ચાલી રહી છે.

પાંન્ડુના મુખારવીંદ ઉપરથી ગમગીનીનો દેખાવ દુર થઇને સાધારણ ખુશાલી પેદા થએલી જોઇ તે પ્રસંગનો લાભ

લઇ પેલી સ્ત્રી બોલી કે તમારૂં નામ શું છે, અને તમો ક્યાંના રહીશ છો ત્યારે પાંન્ડુ બોલ્યો કે—મારૂં નામ—" પાંન્ડુ " છે તેમજ હું કનકપુરીનો રહીશ છું. જો તમોને હરકત ના હોય તો મને પણ તમારૂં નામ કહેશો. એટલે તે બોલી કે મારૂં નામ જયાગવરી છે—આટલી વાત ચીત થયા બાદ જયાગવરી બોલી કે હું તમોને જે કાંઇ પુછું તે તમો સાચે સાચું કહેશો.

પાંન્ડુ—હા. મારે જુઠું બોલવાની કાંઇ જરૂર નથી. જે પુછવું હોય તે ખુશીથી પુછો.

જયાગવરી—તમે સાચુ કહેશો એમ મને લાગતું નથી.

પાંન્ડુ—હું પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે સાચે સાચુંજ કહીશ.

જયાગવરી—તમોને અહીયાં દાશી તેડી લાવીને થોડીક્વારે તમો મુર્છાગત થયા. મુર્છાગત થવાની સાથે તમારા મુખારવીંદમાંથી " શું એજ. " શબ્દ નીકળ્યો હતો માટે તે શું. અને શા કારણથી નીકળ્યો તે સાચે સાચું કહો.

પાંન્ડુ—( આ સાંભળીને એકદમ ઉંડા વિચારમાં પડયો આખરે પ્રતિજ્ઞાથી બંધાયલો હોવાથી સાચુ કહ્યા વગર છુટકો નથી એમ ધારીને બોલ્યો ) જો હું ખરેખરૂ કહીશ તો તમોને માઠું લાગશે ને મારો જીવ જોખમમાં ઉતરશે માટે હું કહું છું કે એ સવાલ માંડી વાળોને બીજુ જે કાંઇ પુછવું હોય તે પુછો.

જયાગવરી—મને માઠુ લાગશેજ નહી. અને જો માઠું લાગવા જેવું હશે તો પણ માઠું લગાડીશ નહી. જો તમોને ભરોંશો ના પડતો હોય તો. હું પણ તમોને પ્રતિજ્ઞાથી કહું છું કે તમારા કહેવાના શબ્દોથી બીલકુલ માઠું લગા-

ડીશ નહી. માટે સુખેથી નીરભયપણે ખરેખરૂં કહો.

પાંન્ડુ—એ પોતાને આવેલા સ્વપ્નની સર્વે હકીકત વીગત વાર કહી સંભળાવીને બોલ્યો કે તે સ્ત્રી તમો હશો એમ ધારી. “ શું એજ ” શબ્દો નીકળ્યા હશે.

પાંન્ડુની હકીકત સાંભળીને જયાગવરી મનમાં વિચાર કરવા લાગી કે અરે વાહ શું ઇશ્વરની કૃતિ છે કે મારા મનમાં મેં જે ઠરાવ નિશ્ચય કરેલો તેજ મુજબની બીના સાંભળુ છું. માટે ખરેખર હવે તો મારે એની સાથેજ મારા ઠરાવ મુજબ કરાર કરી. પ્રેમની ગાંઠ બાંધવી, કારણ કે પરમેશ્વરેજ એને સર્વે હકીકતનો વાકેફગાર બનાવી મારી પાસે મોકલ્યો છે. તો મારે પણ એની સાથે પ્રેમ ગાંઠ બાંધી મારો શીરોમણી કરવો એજ સારૂં છે, એમ વિચાર કરીને બોલી કે ખરેખર તમોને જે સ્વપ્ન થયું હતું. તે સાચુ છે. અને તે સ્ત્રી પણ હુંજ જો તમો તે સરત પ્રમાણે વરતવાને બંધાતા હો તો હું પણ તે મુજબ બંધાઉ અને આપણા લગ્ન વિધીનો બંદોબસ્ત કરૂં.

પાંન્ડુ—જો મારે તે કરાર કબુલ ના હોતે તો હું આ જે ૭ સાત વરસથી કેટલાંક જંગલો ને સંકટો વેઠીને અહી સુધી આવતેજ શું કરવા. આજથી તો શું પણ જ્યારથી સ્વપ્ન આવ્યું. ત્યારથીજ તે પ્રમાણે બંધાઇને વરતતો આવ્યો છું ને હવે પછી પણ વરતીશજ.

આવી રીતે એક બીજાનો ખુલાશો થવાથી ઘણાજ આનંદમાં બેશી કેટલીક હાસ્ય વિનોદની વાતો કરવા લાગ્યાં.

રાતના આઠ નવ વાગવાનો શુમાર થયો છે વાળું કરવાનો વખત થવાથી દાસીએ આવીને જયાગવરીને કહ્યું કે

નાઇ સાહેબ રસોઇ તૈયાર થઇ છે. જમવાનો વખત થ-
વાથી જયાગવરી તથા પાંન્ડુ હાથ પગ સ્વચ્છ કરીને ર-
સોઇ ખાના તરફ ગયાં ત્યાં આગળ સાંમ સાંમા બએ ચાં-
દીના બાજઠો ગોઠવેલા હતા તેના ઉપર બેઠા કે તરતજ
સોનાના થાળોમાં સર્વે સામ્રગી પીરશીને દાસી મુકી ગઇ.
બંને જણ જમી રહ્યા બાદ પાન સોપારી ઇલાયચી વગેરે મુખ-
વાસ લઇ આગળના દીવાનખાનામાં આવ્યા, ત્યાં સુવાને
માટે બે પલંગો બીછાવેલા હતા. તેમાંના એક ઉપર પાં-
ન્ડુને શુવાને માટે જયાગવરીએ કહ્યું ને બીજા પલંગ ઉ-
પર પોતે બેઠી.

પોત પોતાના પલંગ ઉપર બેઠા પછી હાસ્ય વિનોદની
વાતો કરતાં કરતાં નિદ્રાવસ થઇ ગયાં.

આવી રીતે બંનેઉની રાત્રી આનંદમાં વીતી ગઈ ને પ્રા-
તઃકાળ થયો એટલે જયાગવરીએ ગામમાંથી પોતાના ગો-
રને બોલાવી મંગાવ્યો. ને શાસ્ત્ર મુજબ લગ્ન કર્યા ને ત્યા-
રબાદ બંનેઉ જણાં સુખ ચેનમાં દીવસો નિરગમન ક-
રવા લાગ્યાં.

